# અર્પણ પત્રિકા.



લીંબડી સંપ્રદાયનાં નામથી ઓળખાતા શ્રીમાન મહાત્મા રત્ન
શ્રી ૭ સુંદરજી સ્વામીનાં અભ્યુદયોત્સાહી મહુંમ
શિષ્ય મુનિ શ્રી ચત્રભજજી સ્વામી.

——(૦)——

આપે રાગ દ્વેષની દુષ્ટ પ્રવૃત્તિનો ક્ષય કરી પવિત્ર જૈન ધર્મની પુર્ણ સેવા બજાવી છે; સત્યા અવલંબી બની જાહેર હિમત વડે સામાજીક સડો દુર કરવામાં સ્વાત્મભોગ આપેલો છે; અને વિશાળ દ્રષ્ટિથી એક બિજાનાં વીચારોની આપલે કરી જૈનેત્તર વિદ્વાનોનાં હૃદયમાં જૈનધર્મની સ્તુત્ય છાપ બેસાડી છે ઇત્યાદિ સદ્‌ગુણોથી આકર્ષાઇ આ ધાર્મિક નાનું પણ ઉપયોગી પુસ્તક હુ આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી. હુ છું આપના અમર આત્માનો
શાન્તિ ઇચ્છક
સેવક
મગળજી હરજીવન ચીતલીયા.

# આભાર પત્રિકા.

## શ્રીયુત કા. પોપટભાઈ નેમચંદભાઇ

મુ. ધોરાજી.

આપ મુખ્યત્વે કરીને સ્વજ્ઞાતિમાંના કોઇપણ પ્રાણીનું દુઃખ દેખી તેને યથા શક્તિ સહાય આપવા માટે અહર્નિશ ઉત્સુક રહો છો; સાહીત્ય ક્ષેત્રમાં જાત મહેનતથી મેળવેલ લક્ષ્મી બીજનું યોગ્ય વાવેતર કરવા માટે દિન પ્રતિદીન કટીબદ્ધ રહો છો; અને ધર્મ વૃક્ષની સિતળ છાંયાનો યોગ્ય લાભ લેવા માટે સદા જીજ્ઞાસુ રહો છો. તેથી આકર્ષાઇ એક જનસમાજની વ્યક્તિ તરીકે સ્વ આત્માનંદની તિવ્ર ઇચ્છાને ઉપકૃત બુદ્ધિ એ હું રોકી શકતો નથી.

લી. હું છું. આપનો

કૃપાકાંક્ષિ

મંગળજી હરજીવન ઓતલીયા.

# અગાઉથી આશ્રય આપનારાઓનાં મુબારક નામો.

## માંગરોળબંદર.

૫૦ સ્થા. જૈનશાળા હા. શે. સા. જેચંદ હરજીવન બાબુ
૫૦ મર્હુમ શે. સા. વસ્લભજી અમરચંદ
૨૫ „ „ „ કાળીદાસ વસનજી
૧૦ શે. સા. ખીમજી બાવાભાઇ
૮ મર્હુમ શે. સા. પાનાચંદ માણેકચંદ
૮ શે. સા. હરીદાસ વૃધમાન
૪ એક ગૃહસ્થ.
૪ મર્હુમ શે. સા. લીલાધર અમરચંદ
૪ „ „ „ પાનાચંદ ધરમશી
૪ „ „ „ દેવજી જુઠા.
૧ „ „ „ પાનાચંદ રામજી
૧ શે. સા. વેલજી જાદવજી
૧ બેન શ્રી જવલબેન

## પોરબંદર.

૧૦૦ મર્હુમ શે. સા. લાલજી હરખચંદ હા. ધર્મપ્રેમી મહાશય શે. સા. સવચંદ આણંદજીભાઇ

## લાલરીયા. ( કાઠીયાવાડ )

૨૦ કામદાર સાહેબ ઉત્તમચંદ રૂપશીભાઇ

## રાજકોટ.

૧૫ શે. સા. લખમીચંદ ધારશી

## સડપદર ( કાઠીયાવાડ )

૨ શે. સા. પટેલ દામોદર વાલજી
૨ ,, ,, ,, જેચંદ વાલજી
૨ ,, ,, ,, ઝવેરચંદ વાલજી
૨ ,, ,, ,, જાદવજી મીઠા
૧ ,, ,, ,, ઘેલા નારણજી
૧ ,, ,, ,, ખેતસી પ્રેમચંદ
૧ ,, ,, ,, છગનલાલ તેજશી.



॥ ॐ श्री अरिहंतायनमः ॥

# શ્રી* સામાયિક વૃત.

## પાઠ ૧ લો. નમસ્કારનો.

નમો અરિહંતાણું ॥ નમો સિદ્ધાણં ॥ નમો આયરિરિયાણં ॥ નમો ઉવજ્ઝાયાણં ॥ નમો લોએ સવ્વ સાહૂણં ॥૧॥

## પાઠ ૨ જો. તિખ્ખુતોનો.–તથા વંદણાનો.

તિખ્ખુતો ॥ આયાહિણં ॥ પયાહિણં ॥ વંદામિ ॥ નમંસ્સામિ ॥ સક્કારેમિ ॥ સમ્માણેમિ ॥ કલ્યાણું ॥ મંગલં ॥ દેવયં ॥ ચેઇયં ॥ પજ્જુવાસ્સામિ. ॥ ૨ ॥

## પાઠ ૩ જો. ઇરિયાવહિનો.

ઇચ્છામિ પડિક્કમિઉં ॥ ઇરિયાવહિયાએ ॥ વિરાહણાએ ॥ ગમણાગમણે ॥ પાણક્કમણે ॥ બીયક્કમણે ॥ હરિયક્કમણે ॥ ઉસ્સાઉત્તિંગ ॥ પણગ દગ ॥ મટ્ટી મક્કડા ॥ સંતાણાં સંક્કમણે ॥ જેમે જીવા ॥ વિરાહિયા ॥ એગિં-

---

*સ્થળ સંકોચને લઇ સામાયિકવૃત અર્થ સહિત લખ્યું નથી માટે વાંચકે ક્ષમા કરવી.

દિઆ ॥ બેઇંદિઆ ॥ તેઇંદિઆ ॥ ચઉરિંદિઆ ॥ પંચિંદિ
આ ॥ અભિહયા ॥ વત્તિયા ॥ લેસીયા ॥ સંઘાઈયા ॥
સંઘટ્ટિયા ॥ પરિયાવિયા ॥ કીલામીયા ॥ ઉદ્દવીયા ॥ ઠાણા
ઓઠાણં ॥ સંકામિયા ॥ જીવિયાઓ ॥ વવરોવીઆ ॥
તસ્સ મિચ્છામિ દુક્કડં. ॥ ૩ ॥

## પાઠ ૪ થો તસ્સઉત્તરીનો.

તસ્સ ઉત્તરી કરણેણં ॥ પાયચ્છિત કરણેણં ॥ વિસો-
હિકરણેણં ॥ વિસલ્લીકરણેણં ॥ પાવાણં કમ્માણં ॥ નિગ્ઘાયણં
ઠાયે ॥ ઠામિ કાઉસ્સગ્ગં ॥ અન્નથ્થ ॥ ઉસ્સસિએણં ॥
નિસ્સસિએણં ॥ ખાસિએણં ॥ છિએણં ॥ જંભાઇએણં
॥ ઉડુએણં ॥ વાયનિસગ્ગેણં ॥ ભમલિએ પિત્ત મુચ્છાએ
॥ સુહુમેહિં અંગ સંચાલેહિં ॥ સુહુમેહિં ખેલ સંચાલેહિં
॥ સુહુમેહિં દીઠ્ઠિ સંચાલેહિં ॥ એવમાઇએહિં ॥ આગા-
રેહિં ॥ અભગ્ગો ॥ અવિરાહિઓ ॥ હુજજમે કાઉસગ્ગો ॥
જાવ અરિહંતાણં ॥ ભગવંતાણં ॥ નમોકકારેણં ॥ નપારેમિ
॥ તાવ કાયં ॥ ઠાણેણં મોણેણં ॥ ઝઝાણેણં ॥ અપ્પાણં
વોસિરામિ. ॥ ૪ ॥ આ ઠેકાણે ઇરીયાવહીનો કાઉસગ્ગ કરવો.
ને એક નવકાર કહીને પાળવો.

## પાઠ ૫ મો. લોગસ્સનો.

લોગસ્સ ઉજ્જોયગરે ॥ ધમ્મ તીથ્થયરે ॥ જિણે અ-
રિહંતે ॥ કિત્તઇસ્સં ચઉવીસંપિ ॥ કેવલી ઉસભ ॥
અજીયંચવંદે ॥ સંભવ અભિનંદણંચ ॥ સુમઇંચ પઉમ-

પ્પહં સુપાસં જીણુંચ ॥ ચંદપ્પહંવંદે ॥ સુવિહિંચ પુપ્ફ દંતં ॥ સિયલં સિજજસં ॥ વાસુપૂજજંચ ॥ વિમલ મણુંતં, ચ ॥ જીણં ધમ્મં સંતિચ વંદામિ ॥ કુંથું અરંચ ॥ મલ્લિં- વંદે ॥ મુણિ સુવ્વયં નમિજીણું ચ ॥ વંદામિ રિઠ્ઠનેમિ ॥ પાસંતહ વદ્ધમાણુંચ ॥ એવંમએ અભિથુયા ॥ વિહુય રયમલા ॥ પહીણજરમરણા ॥ ચઉવીસંપિ જીણવરા ॥ તી- થ્થયરામે ॥ પસીયંતુ ॥ કિત્તિય વંદિય ॥ મહિયા જેએ લોગસ્સ ॥ ઉત્તમા સિદ્ધા ॥ આરૂગ્ગં ॥ બોહિ લાભં ॥ સમાહિવર ॥ મુતંમદિંતુ ચંદેસુ ॥ નિમ્મલયરા ॥ આઇ- ચ્ચેસુ અહિયં પયાસયરા ॥ સાગર વર ગંભીરા ॥ સિદ્ધા સિદ્ધં ॥ મમ દિસંતુ ॥ ૫ ॥

## પાઠ ૬ ઠો, સામાયિક આદરવાની વિધિનો.

( અહિં ગુર્વાદિકને વંદન કરી સામાયિકની આજ્ઞા માગવી. )

દ્રવ્યથકિ સાવજજં જોગના પચ્ચખાણ ॥ ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે ॥ કાળથકી બે ઘડી ઉપરાંત ન પાળું ત્યાં સુધી ॥ ભાવ થકી છ કોટીએ પચ્ચખાણ ॥ કરેમિભંતે સામાઇયં સાવજજં જોગં પચ્ચખામિ ॥ જાવ નિયમ પ- જજુવાસામિ ॥ દુવિહં તિવિહેણં ॥ નકરેમિ ॥ નકારવેમિ ॥ મણસા વયસા કાયસા ॥ તસ્સ ભંતે પડિકમામિ ॥ નિંદામિ ગરિહામિ ॥ અપ્પાણં વોસિરામિ. ॥ ૬ ॥

## પાઠ ૭ મો, નમોથ્થુણંનો.

નમોથ્થુણં ॥ અરિહંતાણં ॥ ભગવંતાણં ॥ આઇગ- રાણં ॥ તિથ્થયરાણં ॥ સયંસંબુદ્ધાણં ॥ પુરિસોત્તમાણં ॥

પુરિસસિંહાણ ॥ પુરિસવર પુંડરિયાણં ॥ પુરિસવર ગંધ હથ્થીણં ॥ લોગુત્તમાણં ॥ લોગનાહાણં ॥ લોગહિયાણં ॥ લોગપઈવાણં ॥ લોગપજ્જોય ગરાણં ॥ અભય દયાણં ॥ ચખ્ખુદયાણં ॥ મગ્ગ દયાણં ॥ સરણ દયાણં ॥ જીવ દયાણં બોહિ દયાણં॥ધમ્મ દયાણં॥ધમ્મદેશિયાણં॥ધમ્મ નાયગાણં ॥ ધમ્મ સારહિણં॥ધમ્મવર ચાઉરંતા॥ચક્કવટ્ટિણં॥દીવોતાણં સરણ ॥ ગઈ પઈઠા ॥ અપડિહય વરનાણં ॥ દંસણધરાણં ॥ વિયટ્ટ છઉમાણં ॥ જીણાણંજાવયાણં ॥ તિન્નાણંતારયાણં ॥ બુદ્ધાણં બોહિયાણં ॥ મુત્તાણં મોયગાણં ॥ સવ્વન્નુણં સવ્વ દરિસિણં ॥ સિવ મયલ મરૂય ॥ મણંત મખય મ-વ્વાબાહ ॥ મ પુણરાવંતિ ॥ સિદ્ધિ ગઈ નામધેયં ॥ ઠાણં સંપત્તાણં ॥ નમો જિણાણ જીયભયાણં. ॥ ૭ ॥

પહેલું નમોથ્થુણં શ્રી સિદ્ધ ભગવંતજીને કહેવું. બીજું શ્રી અરિહંત દેવને કહેવું તેમાં 'ઠાણં સંપતાણં' ને બદલે 'ઠાણં સંપાવીઓ કામાણં" કહેવું, ને પછીનાં બોલ કહેવા નહિં. ત્રીજું નમોથ્થુણં પોતાના ધર્માચાર્યને કહેવું. તે આ પ્રમાણે—"ત્રીજું નમોથ્થુણં મમ ધમ્મ આયરિયસ્સ ધમ્મ ઉવેદસગસ્સ વંદામિણં ભગવન્ તથ્થ ગયં એહ ગએ તિકટુ વંદંતિ નમંસંતિ" તિખુતો—જાવ પજ્જુવાસામિ.

## પાઠ ૮ મો, સામાયિક પાળવાની વિધિનો.

દ્રવ્ય થકી સાવજ્જોગનાં પચ્ચખ્ખાણ કર્યાં હતાં તે પુરાં થયા તે પાળું છું. ક્ષેત્રથકી આખા લોક પ્રમાણે કાળથકી બે ઘડી ઉપરાંત

ન પાળું ત્યાં સુધી ભાવ થકી ૭ કોટીએ પચ્ચખ્ખાણ કર્યા હતા તે પુરાં થયાં તે પાળું છું. એહવા નવમા સામાયિક વ્રતના ।। પંચ અઈયારા ।। જાણિયવ્વા ।। નસમાયરિયવ્વા ।। તંજહા તે આલોઉં ।। મણ દુપ્પણિહાણે ।। કાય દુપ્પણિહાણે ।। સામાઈયસ્સસઈ અકરણયાએ ।। સામાઇયસ્સ અણ વઠિયસ્સ સઇ કરણયાએ ।। તસ્સ મિચ્છામિ દુક્કડં. ।।

સામાયિકમાં દસ મનનાં, દસ વચનનાં, અને બાર કાયાનાં એ બત્રીશ દોષ માહેલો જે કોઇ દોષ લાગ્યો હોય તે મિચ્છામિ દુક્કડં. ।। સામાયિકમાં સ્ત્રી કથા, ભત્તકથા, રાજકથા, દેશકથા એ ચાર કથા માની કોઇ કથા કરી હોય ને દોષ લાગ્યો હોય તો મિચ્છામિ દુક્કડં. ।। સામાયિકમાં આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞા એ ચાર સંજ્ઞામાંની કોઇ સંજ્ઞા થઇ હોય ને દોષ લાગ્યો હોય તો મિચ્છામિ દુક્કડં. ।। સામાયિકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અને અણાચાર જાણતાં અજાણતાં મન વચન કાયાએ કરી પાપ દોષ લાગ્યો હોય તો મિચ્છામિ દુક્કડં. ।। સામાયિકમાં કાનો, માત્રા, મીંડુ, પદ, અક્ષર, ઓછું, અધીકું વીપરીત ભણાણું હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવંતજીનાં સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં. ।।

સામાયિક સમકાએણં ।। ફાસિયં પાલિયં ।। સોહિયં તિરિયં ।। કિત્તિયં આરાહિયં ।। આણાએ અણુંપાલિતા ।। નભવઈ ।। તસ્સમિચ્છામિ દુક્કડં. ।। સામાયિક વિધિએ લીધું, વિધિએ પાળ્યું, વિધિએ કરતાં આવિધિએ થયું હોયતો મિચ્છામિદુક્કડં.

## "સામાયિક વ્રત સંપુર્ણ."

સૂચના:—સામાયિક સંબંધી સંપુર્ણ અર્થ સહીત વિવેચન અને સંવાદોવાળું "સામાયિક વૃત" એ નામનું પુસ્તક અમારા તરફથી બહાર પડેલ છે. તે વાંચકે જોઇ લેવા કૃપા કરવી. તેની એક પ્રતની કિ. ૦–૧–૦ છે. જેની પહેલી આવૃતિ જુજ વખતમાં ખપી જવાથી બીજી આવૃતિ છપાવી છે. માટે તુરતમાં મંગાવી લેવી.

લી. કર્તા.

મંગળજી હરજીવન ચીતલીયા.

માંગરોળબંદર.

# " શ્રી પ્રતિક્રમણ સૂત્ર. "

---

☞ પ્રતિક્રમણ શરૂ કરતાં પહેલાં ઉભા થઇ સવિનયે ગુરૂઆદિકને વંદણા કરી પ્રતિક્રમણનાં ત્રણ આવશ્યકની આજ્ઞા માગવી.

## આવશ્યક ૧ લો.

આ સ્થળે નવકાર અને તિખ્ખુતો નો પાઠ કહી પછી નીચે પ્રમાણે બોલવું.

**ઇચ્છામિણં**—મ્હારી ઇચ્છા છે. **ભંતે**—હે પુજ્ય. **તુમ્હેહિં**—તમારી. **અભણું નાયસમાણે**—આજ્ઞા માગીને.* **દેવસી**—દિવસ સંબંધી. **પડિક્કમણં**—દોષથી નિવૃતવા તથા મુક્ત થવા માટે. **ઠાએમી**—એક સ્થાને બેસીને. **દેવસિ**—દિવસ સંબંધી. **જ્ઞાન**—જ્ઞાન. **દર્શણ**—દર્શન. **ચારિત્ર**—કર્મ રૂપિ સમુહનું ખપાવવું. **તપ**—તપશ્ચર્યા ને વિષે. **અતિચાર**—વૃત ભાંગવાને તૈયાર થવું તે. **ચિંતવનાર્થે**—વિચારવાને અર્થે. **કરેમિ**—કરૂંછું. **કાઉસગ્ગં**—કાયા સ્થિર રાખવી તે. ( અહિં નવકાર અને કરેમીભંતેનો પાઠ ભણી આગળ ચાલવું )

**ઇચ્છામિ**—ઇચ્છુું છું. **ઠામિ**—એક સ્થળે રહીને. **કાઉસ્સગ્ગં**—કાયા સ્થિર રાખવી. **જો**—જે. **મે**—મ્હારે જીવે. **દેવસી**—દિવસ સંબંધી. **અઇયારો**—અતિચાર. **કઓ**—કર્યા હોય. **કાઇઓ**—કાયાએ કરી. **વાઇઓ**—વચને કરી. **માણસિઓ**—મનેકરી. **ઉસુત્તો**—સૂત્ર વિરૂદ્ધ પ્રવૃત્તિ સેવી હોય. **ઊમ્મગ્ગો**—જૈન માર્ગનું

---

*રાત્રીનું પ્રતિ ક્રમણ કરનારે 'રાયસી' શબ્દ કહેવો.

ઉલંઘન કરી અન્ય રસ્તો ગ્રહણ કર્યો હોય. અકપ્પો—ન કલ્પે એવું કૃત્ય કર્યું હોય. અકરણિજ્જો—ન કરવા જેવું કામ કર્યું હોય. દુજ્ઝાઓ—માઠું ધ્યાન ધર્યું હોય. દુવિચિંતિઓ—વિષયાદિક ચિંતવણા કરી હોય. :અણાયારો—ન આચરવા યોગ્ય આચર્યું હોય. અણિચ્છિયવ્વો—ઇચ્છવા યોગ્ય નહિં. અસાવગ—શ્રાવકને કરવા યોગ્ય નહિં તેવો. પાઉગ્ગો—પાપિષ્ટ વ્યાપાર ખેડયો હોય. નાણે—જ્ઞાનને વિષે. તહ દંસણે—તેમજ સમકિતને વિષે. ચરિત્તા ચરિત્તેય—શ્રાવકના ચારિત્રને વિષે. સુએ સામાઇએ—સૂત્ર સિદ્ધાંત તેમજ સમતા રૂપ સામાયિકને વિષે. તિન્હં ગુત્તાણં—ત્રણ પ્રકારની ગુપ્તિને વિષે. ચઉન્હં કસાયાણં—ચાર પ્રકારનાં કષાયને વિષે. પંચન્હ મણુવ્વયાણં—પાંચ પ્રકારના અણુંવૃતને વિષે. તિન્હં ગુણવ્વયાણં—ત્રણ પ્રકારના ગુણ વૃતને વિષે ચઉન્હં સિખ્ખા વ્વયાણં—ચાર પ્રકારનાં શિક્ષા વૃત્તને વિષે. બારસ્સ વિહસ્સ—બાર પ્રકારનાં સાવગ—શ્રાવકનાં. ધમ્મસ્સ—ધર્મના વિષે જં—જે કાંઇ. ખંડીય--ખંડીત કર્યું હોય. જં—જે કાંઇ વિરાહિયં—વિરાધ્યું હોય. તસ્સ—તેનું. મિચ્છામિ દુક્કડં—પાપ થએલું નિષ્ફળ થાઓ.

અહિં 'તસ્સ ઉત્તરી કરણેણં' થી 'જાવ અપ્પાણં વોસીરામી સુધી' કહી 'નવાણું અતિચારનો અથવા તો ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ' કરી 'નમો અરિહંતાણં' કહી તે કાઉસ્સગ્ગ પાળવો.

## આવશ્યક ૨ જો.

આ સ્થળે સામાયિકનો ૫ મો લોગસ્સનો પાઠ કહેવો.

## આવશ્યક ૩ જો.

### વંદણા. ઇચ્છામી ખમાસમણો.

( આપાઠ બે ઢીંચણ ઉંચા રાખી અને બે હાથ મસ્તકે લગાડી બે વખત કહેવાનો છે. )

ઈચ્છામિ—ઇચ્છું છું. ખમા—ક્ષમાવંત. સમણો—સાધુ. વંદિઉં—વાંદુ છું. જાવણિ જજાએ—મારી યથા શક્તિ પ્રમાણે. નિસીહિયાએ—અસુભ યોગનો નિષેધ કરીને. અણુજાણહ—આજ્ઞા આપો. મે મિ—મને મર્યાદાથી. ઉગ્ગહં—આવવાની. નિસિહિ—શરીરે કરી અશુભ જોગ નિષેધીને. અહોકાયં—એમ તમારી કાયાને. કાએસંફાસં—મારી કાયા એ સ્પર્શી હોય તે. ખમણિજજો—ખમજો. ભે—પુજ્ય. કિલામો—મેં કિલામનાં ઉપજાવી હોય તો તે ખમજો. અપ્પ કિલંતાણં—ગઈ છે કિલામનાં જેની. બહુ—અતિ. સુભેણં—સુભયોગે કરી. ભે—પૂજ્ય. દિવસો—દિવસ. વઇક્કંતો—વહી ગયો ચાલ્યો ગયો. જત્તાભે—યાત્રારૂપ પૂજ્ય. જવણિજજંચ—જીતિ છે ઇંદ્રિ યથા શક્તિ પ્રમાણે. ભે—તમે હે પૂજ્ય. ખામેમિ—ખમાવું છું. ખમાસમણો—ક્ષમા સહિત સાધુ. દેવસિયં—દિવસ સબંધી. વઇક્કમં—અવિનય થયો હોય. આવસિયાએ—અવસ્ય કરણીનાં અતિચાર થકી. પડિક્કમામિ—નિવૃતું છું. ખમાસમણાણં—ક્ષમાવંત સાધુની. દેવસિયાએ—દિવસ સંબંધી. આસાયણાએ—અસાતનાં. તિત્તીસન્નયરાએ—તેત્રીસ તથા એનેરા પ્રકારે. જંકિંચિ—જે કોઈ. મિચ્છાએ—ખોટું કીધું હોય. મણ દુક્કડાએ—મન માઠું પ્રવર્તાવેલું હોય. વય દુક્કડાએ—વચન માઠું બોલ્યો હોઉં. કાય દુક્કડાએ—કાયા

માઠી પ્રવર્તાવી હોય. **કોહાએ**—ક્રોધ કર્યો હોય. **માણાએ**—માન કર્યું હોય. **માયાએ**—માયા કપટ કીધું હોય. **લોભાએ**—લોભ કીધો હોય. **સવ્વકાલિયાએ**—સર્વ કાળને વિષે સવ્વ **મિચ્છોવયારાએ**—સર્વ જે કાંઇ ખોટું કીધું હોય. **સવ્વ ધમ્માઇ ક્કમણાએ**—સર્વ ધર્મની કરણીને વિષે. **આસાયણાએ**—અસાતનાં કરી હોય. **જો મે**—જે મેં. **દેવસિઓ**—દિવસ સબંધી. **અઇયારો**—અતિચારો. **કઉ**—કીધા હોય. **તસ્સ**—તે અતિચારને. **ખમાસમણો**—ક્ષમાવંત સાધુ. **પડિક્કમામિ**—નિવર્તું છું. **નિંદામિ**—નિંદુ છું. **ગરિહામિ**—ગુરૂની શાક્ષિએ ગ્રહુ છું. **'અપ્પાણં**—આત્માને. **વોસિરામિ**—તજાું છું. ( અસુભગતિમાં જતાં ).

આ પાઠ બે વખત કીધા પછી કહેવું કે-'' સ્વામિનાથ સામાયિક એક, ચોવિસંથ્થો બે, અને વંદણાં ત્રણ. એ ત્રણે આવશ્યક પુરા થયા તેને વિષે કાનો, માત્ર, મીંડિં, પદ, અક્ષર, ગાથા, સુત્ર ઓછું અધિક અને વિપરીત કહેવાણું હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવાન તમારી સાક્ષીએ તસ્સ મીચ્છામી દુક્કડં.''

---

## પ્રતિક્રમણનાં ત્રણ આવશ્યક વિષેનો સંવાદ.

---

**ચંદુલાલ**--મીત્ર પ્રાણુલાલ ! આમ ઉતાવળા ઉતાવળા આપ સિદ પધારો છો ?

**પ્રાણુલાલ**—ભાઇ ચંદુલાલ ! હું ઉપાશ્રયે પ્રતિક્રમણ કરવા જાઉં છું.

**ચંદુલાલ**--પ્રતિક્રમણ એટલે શું ?

**પ્રાણુલાલ**--સરત ચુકથી લાગેલા પાપનું નિવારણ કરવા માટે

૭ આવશ્યક સહિત જે ધાર્મિક ક્રિયા કરવી તેનું નામ પ્રતિક્રમણ.

ચંદુલાલ—પ્રતિક્રમણ કરવાથી શું લાભ થાય ?

પ્રાણુલાલ—પ્રતિક્રમણ કરવાથી આત્માને અત્યંત ફાયદો થાય છે. શ્રી ઉત્તરાધ્યન સૂત્રમાં એક શિષ્યે પોતાનાં ગુરૂને પુછયું કે-'पडिक्कमणेणं भंते जीवेकिं जणयइ ?' એટલે કે પ્રતિક્રમણ કરવાથી આત્માને શું ફળ ઉપજે? ત્યારે ગુરૂએ કહ્યું કે—હે શિષ્ય 'वयछिद्दाणि पिहेइ, पिहियछिद्दे पुण जीवे निरूद्धासवे असवलच रिते अट्ठसु पवयणमायाए उवउत्ते अपुहत्ते सुप्पणिहिए विहरइ.' એટલે કે અતિચાર આદી છીદ્રોથી રહીત બની આ જીવ હિંસાદિક આશ્રવનું આવાગમન રોકી મુકે, નિર્મળ ચારિત્ર પાળી શકે, અષ્ટ પ્રવચનને વિષે સાવધાન રહી શકે, સંયમ પાળવામાં આળસ રહિત રહે એટલે સન્માર્ગને વિષે ઇંદ્રિઓને સ્થાપિત કરીને સંયમ જીવન નિર્વહે.

ચંદુલાલ—આવશ્ય એટલે શું ?

પ્રાણુલાલ—અવશ્ય કરવા યોગ્ય.

ચંદુલાલ—પ્રતિક્રમણનાં ૭ આવશ્યક કયા કયા ?

પ્રાણુલાલ—૧ સવ્ત્ર સાવઝ જોગ પચ્ચખાણ, ૨ ઉખીત, ૩ ગુણ પરવરતી, ૪ ખંડીઆ સોનંદીયા, ૫ ત્રીગીછ, અને ૬ ગુણધાર.

ચંદુલાલ—એ શાસ્ત્રીય નામો હાલમાં કયા કયા નામોથી ઓળખાય છે ?

પ્રાણુલાલ—૧ સામાયિક, ૨ ચોવિસંથો, ૩ વંદણાં, ૪ પ્રતિક્રમણ, ૫ કાઉસગ્ગ, અને ૬ પચ્ચખાણ.

ચંદુલાલ—પહેલા આવશ્યકમાં અવશ્ય કરવા યોગ્ય શું છે ?

**પ્રાણુલાલ**—સમભાવના પ્રાણાલીકા વડે સદ્ગુરૂ અથવા તો પરમાત્માની સમક્ષ આંતરીક સદ્ભાવના પ્રદર્શિત કરી લીધેલ સામાયિક વૃત્તનાં અતિચારોથી વિરક્ત થવાનું છે.

**ચંદુલાલ**—ચોવીસંથો નામનાં બીજા આવશ્યકમાં કયા પાઠનો મનન સહ ઉચ્ચાર કરવો જોઇએ ?

**પ્રાણુલાલ**—સામાયિકનાં પાંચમાં પાઠનો; કે જેને લોગસ્સ કહેવામાં આવે છે.

**ચંદુલાલ**—ચોવિસંથો એટલે શું ?

**પ્રાણુલાલ**—ચોવિશ તિર્થંકર દેવની સ્તુતી.

**ચંદુલાલ**—વંદણાં નામનાં ત્રીજા આવશ્યકની અંદર કયા પાઠનો મનન સહ ઉચ્ચાર કરવાની જરૂર છે.

**પ્રાણુલાલ**—ઇચ્છામિ ખમાસમણા નો.

**ચંદુલાલ**—ઇચ્છામિ ખમાસમણાનો પાઠ કેવા આસને બેસી બોલવાનો છો ?

**પ્રાણુલાલ**—ઉકડુ આસને.

**ચંદુલાલ**—ઉકડુ આસન કોને કહેવાય ?

**પ્રાણુલાલ**—નીચે બેસી બે ઢીંચણ ઉંચા રાખીને બે હાથ મસ્તકે લગાડવા.

**ચંદુલાલ**—મીત્ર પ્રાણુલાલ ! આપનાં સમાગમથી મને બહુ જાણવાનું મળ્યું છે અને તેને માટે હું આપનો ઉપકાર માની આપેલી તસ્દી માટે ક્ષમા ચાહું છું.

**પ્રાણુલાલ**—મીત્ર : ઉપકાર માની ક્ષમા યાચવાની કિંમીત માત્ર પણ જરૂર નથી. કારણ કે એમાં મેં મારી ફરજ સિવાય વિશેષ કાંઇપણ કર્યું જ નથી.

# હવે ચોથા આવશ્યકની આજ્ઞા માગવી.

## ( ઉભા થઇને )

## ચોથો આવશ્યક.

દિવસ સંબંધી—દિવસને વિષે. જ્ઞાન—જ્ઞાન દર્શણ—દર્શન અથવા તો સમક્તિ. ચારિત્ર તપને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આલોઉં—કહી દેખાડું છું. આગમે—સૂત્ર, સિદ્ધાંત. તિવિહે—ત્રણ પ્રકારનાં. પન્નંતે—પરૂપેલ છે. તંજહા—તે જેમ છે તેમ કહે છે. સુત્તાગમે—સુત્ર આગમ. અથ્થાગમે—અર્થ આગમ. તદુભયા ગમે—સુત્ર અને અર્થ એ બેથી જ્ઞાન. એહવા શ્રી જ્ઞાનને વિષે જે અતિચાર લાગ્યા હોય તે આલોઉં—કહું છું. જંવાઈદ્ધં—સુત્ર આઘાં પાછાં ભણાયા હોય. વચ્ચા મેલિયં—ધ્યાન રાહત વારમવાર સુત્ર ભણ્યાં હોય. હિણખ્ખરં—ઓછો અક્ષર ભણાણો હોય. અચ્ચખરં—અધિક અક્ષર ભણાણો હોય. પયહીણં—પદ ઓછું ભણાણું હોય. વિણયહિણં—વિનય રહિત ભણાણું હોય જોગહિણં—મન વચન કાયાનાં જોગ વિના ભણાણું હોય. ઘોસહિણં—શુદ્ધ ઉચ્ચાર રહિત ભણાણું હોય. સુઠુદિનં—રૂડું જ્ઞાન અવનિતને દીધું હોય. દુઠુપડિછિયં—અવનિત પણે જ્ઞાન લીધું હોય. અકાલે કઓ સઝાઓ—ચાર સંધ્યાકાળ આદિ બાર અકાળમાં સઝાય કીધી હોય. કાલે ન કઓ સઝાઓ—ખરો વખત છે તે વખતે સઝાય ન કીધી હોય. અસઝાઇએ સઝાયં—લોહી પુરૂ આદિ અપવિત્ર વાળી જગ્યાએ સઝાય કીધી હોય. સઝાઇએ ન સઝાય—સઝાય કરવા જોગ જગ્યા છે

ત્યાં સઝાય ન કીધી હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં—તેનું પાપ થએલું નિષ્ફળ થાઓ.

દંસણ—શ્રદ્ધા અથવાતો આસ્તા. સમકિત—ખરા સત્ય ધર્મનું સેવન. પરમત્થ—એ મ્હોટા અર્થ રૂપી સિદ્ધાતનો. સંથવોવા—પરિચય, સમાગમ, અને અભ્યાસ કરવો. સુદિઠ—સારી ભલી દ્રષ્ટિથી પરમત્થ—સૂત્રનાં અર્થ. સેવણા—સેવના કરવી. વાવિ—અથવા. વાવન્ન—સમકીત પામીને ખસી જાય. કુદસણ—અન્ય દર્શની એટલે જે સમકિત જ પામેલ નથી એવા ત્રણુસે ત્રેસઠ પાખંડી મતનો. વજજણા—ત્યાગ કરવો. સમ્મત—એ સમકિતની. સદ્દહણા—શુદ્ધ શ્રદ્ધા. એ હુવા સમક્તિનાં સમણો વાસએણં—એવા સમક્તિનાં વ્રત ધારી શ્રાવકને. સમત્તસ્સ—સમક્તિનાં. પંચ અઇઆરા—પાંચ અતિચાર. પાયાલા—મ્હોટા પાતાળનાં કળશા સમાન. જાણિયવ્વા—જાણવા. નસમાયરિયવ્વા—આચરવા નહિં. તંજહા—જેમ છે તેમ. તેઆલોઉં—તે કહું છું. સંકા—જૈન ધર્મમાં ખોટો ઇરાદા પુર્વક સંદેહ આણ્યો હોય. કંખા—અન્ય માર્ગની એટલે ખોટા માર્ગની ઇચ્છા કરી હોય. વિતિગિચ્છા—કરણીનાં ફળનો સંદેહ આણ્યો હોય. પર પાસંડ પરસંસા—મીથ્યાત્વનામ જૂઠા માર્ગનાં પરૂપકનો સમાગમ કર્યો હોય. પરપાસંડ સંથવો—મીથ્યાત્વનામ જૂઠા માર્ગનાં પરૂપકનો સમાગમ કર્યો હોય. પરિચય કર્યો હોય અને સમક્તિ રૂપ રત્નને વિષે મિથ્યાત્વ રૂપ રજ મેલ દોષ લાગ્યો હોય તો અનંદતા સિદ્ધ કેવળી ભગવાનની સાક્ષીએ તસ્સ મિચ્છામિ દુક્કડં.

# સંવાદ.

શાન્તિચંદ્ર—મીત્ર વિનયચંદ્ર! આપણે જે પાઠનું અવલોકન કરી ગયા તે કેટલામાં આવશ્યનો પાઠ છે?

વિનયચંદ્ર—મીત્ર શાન્તિચંદ્ર! ચોથા પ્રતિક્રમણ નામનાં આવશ્યક નો તે પાઠ છે.

શાન્તિચંદ્ર—સુત્રજ્ઞાન સંપાદન કરતા ઉપયોગ સૂન્ય પણે જે અતિચારો લાગે છે તે કેટલા છે? અને તે અતિચારો જ્ઞાન, દર્શન, ચારીત્ર, અને તપ પૈકી કયા કયા શબ્દને લાગુ પડે છે?

વિનયચંદ્ર—તે અતિચારો ૧૪ છે. અને તેને જ્ઞાનનાં અતિચારો કહેવામાં આવે છે.

શાન્તિચંદ્ર—અતિચારનો સ્વભાવ કેવો છે?

વિનયચંદ્ર—સત્ય રૂપી દિવાલનાં મજબુત પાયાને સિથીલ કરવાનો.

શાન્તિચંદ્ર—સત્ય રૂપી મહેલને ટકી રહેવા માટે કયા સાધનની જરૂર છે?

વિનયચંદ્ર—અતિક્રમ આદિ ચારે દોષો વર્જી નિતીમય જીવન ગુજારવાની.

શાન્તિચંદ્ર—એવું નિતિમય જીવન ગુજારનાર કોઈ પણ વ્યક્તિ ખરા ધર્મની સંપૂર્ણ શ્રદ્ધા ધરાવે તો તેને કયું વિશેષણ લાગુ પડે?

વિનયચંદ્ર—તેવી વ્યક્તિને સમકીતી પણાનું વિશેષણ લાગુ પડે છે.

શાન્તિચંદ્ર—સમકીતનાં લક્ષણ કેટલા છે? અને તે કયા કયા?

વિનયચંદ્ર—સમકીતનાં ૫ પાંચ લક્ષણ છે. ૧ સમ, ૨ સંવેગ, ૩ નિર્વેદ, ૪ અનુકંપા, અને ૫ આસ્તા.

શાન્તિચંદ્ર—સમકીતનાં અતિચારો કેટલા છે! અને કયા કયા?

વિનયચંદ્ર—સમકીતનાં ૫ પાંચ અતિચારો છે. ૧ શંકા, ૨ કંખા, ૩ વિતિગીચ્છા, ૪ પરપાસંડ પરસંસા, અને ૫ પરપાસંડ સંથવો.

શાન્તિચંદ્ર--સમકીત કોઇનું આપ્યું અપાય ખરૂં કે ?

વિનયચંદ્ર--કદિજ નહિં. સમકીત એ કોઇ એવી વસ્તુ નથી કે કોઇને આપી આપી શકાય. એ તો માત્ર આત્માનો એક અમૂલ્ય ગુણ છે.

શાન્તિચંદ્ર--મીત્ર! એ હું માની શકતો નથી. હજી કાલેજ હું ઉપાશ્રયે ગયો હતો; ત્યાં પાટ પર બેસી વ્યાખ્યાન વાંચનાર સાધુ મહાત્મા એ ચાર છોકરાઓનાં ટોળા વચ્ચે સમંકીતની લ્હાણી કરતા મેં નજરે નજર જોયા છે. દરેક વિદ્યાર્થિઓને એમ કહેવામાં આવ્યું કે વિદ્યાથિઓ! લ્યો હું તમોને સમકીત આપું. હાથ જોડી જાઓ. આજથી હું તમારો ગુરૂ અને તમે મારા શિષ્ય સમજ્યા કે? હવેથી હું કહું તેમ તમારે કરવું. વિગેરે વિગેરે ત્યારે શું તે મહાત્મા ખોટા ?

વિનયચંદ્ર--ભાઈ! જો તેમજ હોય તો તેવા મહાત્માઓ સમાજનું કે ધર્મનું કાંઇપણ કલ્યાણ કરી શકતા નથી. એટલુંજ નહિં પણ વીર પરમાત્માનાં કાનુનનો ભંગ કરી પોતાનાં આત્માને ભારે કર્મિ બનાવે છે. આવા નામ ધારી સાધુઓથી સમયિત સેંકડો ગાઉ દુર રહે છે. તો પછી તે બીજાને સમકીત ક્યાંથી આપી શકે? માત્ર દુનીયાને ઠગવાની એ બધી ઠગબાજી છે. પોતાનો મહિમા, યશ, અને કિર્તી વધારવા માટે એવી કપટ જાળોમાં કુમળા મજગનાં બાળકોને ફસાવી આગળ જતા તેની પાસેથી ન કરવાનાં કામોને જન્મ આપી પોતાનાં

આશ્રિતોને અંધશ્રદ્ધામાં અથડાવે છે. પવિત્ર જૈન ધર્મ આવા ઢોળ ઘાલુઓને સાધુ તરીકે કદિપણ પસંદ કરતોજ નથી.

શાન્તિચંદ્ર—મીત્ર ! મને માફ કરશો. હવે હું સાધુ પણાનાં કર્તવ્યોથી કિંચીત પણ માહિતગાર બન્યો છું તે સર્વ આપનોજ પ્રતાપ છે. થએલ અવિનય માટે ક્ષમા ચાહું છું. પરમાત્મા જૈન સમાજની દરેક વ્યક્તિઓને સદ્ બુદ્ધિ પ્રેરે કે જેથી જૈન સમાજ સત્ય સમકીતનાં લક્ષણથી જાણીતી થાય.

વિનયચંદ્ર—મીત્ર ! આપના વિચારો એ સત્ય સ્વરૂપ ધારણ કર્યું તેથી મને ઘણોજ આનંદ થયો છે. કિંચીત પણ સંકોચ પામ્યા વિના વળી પણ કોઇ પ્રસંગે શંકાનું સમાધાન કરવા ખુશીથી મને પ્રશ્ન કરશો જેથી મારી અલ્પ મતિ પ્રમાણે જવાબ આપીશ.

---

# પાંચ અણુંવ્રત.

## પહેલું વ્રત.

પહેલું અણુવ્રત—પહેલું સાધુનાં વ્રત થકી ઓછું વ્રત. થુલાઓ—મ્હોટું. પાણાઈ વાયાઓ—પ્રાણી માત્ર હણ્યા હોય તેથી. વેરમણં—નિવરતું છું. ત્રસજીવ—હાલતા ચાલતા જીવ. બે ઇંદ્રિયા—બે ઇંદ્રિવાળા જીવ. તેઇંદ્રિયા—ત્રણ ઇંદ્રિવાળા જીવ. ચઉરિંદ્રિયા—ચાર ઇંદ્રિવાળા જીવ. પચિંદ્રિયા—પાંચ ઇંદ્રિવાળા

જીવ. જાણી પ્રીછી—જાણી ઓળખીને. સ્વસબંધી—પોતાનાં સગાં સબંધી શરીર માંહિલા પીડાકારી—શરીરની અંદર પીડા ઉપજાવે એવા કરમીયા વિગેરે. સઅપરાધી—પોતાનો અપરાધ કર્યો હોય તે. વિગલેંદ્રિયવિના—ભાનવિના. આકુટી—જાણી જોઇને. હણવાનિમીત્તે—હણવાની બુદ્ધિએ. હણવાનાં પચ્ચખાણ——મારવાની બંધી. તથા સુક્ષમ એકેંદ્રિય પણ હણવાનાં પચ્ચખાણ—ઝીણાં એકંદ્રિયજીવ પણ મારવાની બંધી. જાવજીવાએ——જયાં સુધી આ કાયામાં જીવ રહે ત્યાં સુધી. દુવિહં—બે કરણે. તિવિહેણં—ત્રણ જોગે. નકરેમી—કરૂં નહિં. નકારવેમિ—બીજા પાસે કરાવું નહિં. મણસા—મને કરી. વયસા—વચને કરી. કાયસા—કાયાએ કરી. એહવા પહિલા થુલ—એવા પહેલા મ્હોટા. પ્રણાતિપાત—જીવ હણવા થકી. વેરમણં વૃતનાં—નિવૃતવાનાં વ્રતનાં. પંચ અઈયારા—પાંચ અતિચાર. પેયાલા——મ્હોટા. જાણિયવ્વા—તે જાણવા, નસમાયરિયવ્વા—પણ આદરવાનહિં. તજ્હા તે આલોઉં—તે જેમ છે તેમ કહું છું. બંધે—કોઇ જીવને તાણીને બાંધ્યો હોય. વહે—ભારે માર માર્યો હોય. છવિછેએ—અવયવ છેદયા હોય. અઇભારે—અતિભાર ભરેલો હોય. ભતપાણવો છએ—અન્ન પાણી ભોગવતા અટકાવ્યા હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં—તે પાપ નિષ્ફળ થાઓ.

---

## બીજું વ્રત.

બીજું અણુવૃત—બીજું સાધુનાં વૃત થકી ઉણું નામ ઓછું વૃત. થુલાઓ—મ્હોટું. મુસાવાયાઓ—જૂઠું બોલવાથી.

વેરમણં—નિવૃતું છું. કન્નાલિક—કન્યા આદિ કાર્યમાં. ગોવાલીક—ગાય ભેંસાદિ ઢોર વિગેરેનાં કાર્યમાં. ભોમાલીક—જમીનનાં કામમાં. થાપણમોસો—થાપણ ઓળવવામાં. મોટકી કુડી સ.ખ—મ્હોટી ખોટી સાક્ષી આપવામાં. ઈત્યાદિ—એ વિગેરે, મોટકું-જુઠું બોલવાનાં પચ્ચખાણ—મ્હોટકું જુઠું બોલવાની બંધી. જીવજીવાએ—આ કાયામાં જયાં લગી જીવ રહે ત્યાં સુધી. દુવિહં—બે કરણ. તિવિહેણં—ત્રણ કરણ. નકરેમી—કરૂં નહિ. નકારવેમિ—બીજા પાસે કરાવું નહિ. મણસા વયસા કાયસા—મન વચન કાયાએ કરી. એહવા બીજા થૂલ—એહવા બીજા વૃતમાં મોટું. મૃષાવાદ—જુઠું બોલવા થકી. વેરમણં—નીવૃતું છું. વૃતનાં પંચ અઇઆરા—એ વૃતનાં પાંચ અતિચાર, જાણિ-યવ્વા—જાણવા. નસમાયરિયવ્વા—પણ આદરવા નહિ. તજહા-તે આલોઉં—તે જેમ છે તેમ કહું છું. સહસાભખ્ખાણે—ધ્રાસકો પડે એવું બોલીણું હોય. રહસાભખ્ખાણે—કોઈના છાની વાત ઉઘાડી કરી હોય. સદારમંતભેએ—પોતાની સ્ત્રીનાં મર્મ ઉઘાડા કર્યા હોય. મોસોવએસે—ખોટો ઉપદેશ કર્યો હોય. કુડલેહકરણે—ખોટા લેખો બનાવ્યા હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં—તે પાપ થએલું નિષ્ફળ થાઓ.

---

## ત્રીજું વ્રત.

ત્રીજું અણુંવૃત—ત્રીજું ઉણુંવૃત. થુલાઓ—મ્હોટું. અદિન્નાદાણાઓ—ચોરી કરવા થકી વેરમણં—નિવૃતું છું. ખાતર ખણી—ખાતર ખોદીને. ગાંઠડી છોડી—ગાંસડી છોડીને.

**તાલુપર કુચીએ કરી**--કોઇનું તાળું બીજી કુંચીએ કરી ઉઘાડીને. **પડી વસ્તુ ધણીયાતી જાણી**—કોઇ પડી વસ્તુનો ધણી હોવા છતાં લઇ લેવી તે. **ઈત્યાદિ**—એ વિગેરે. **મોટકું અદત્તાન લેવાનાં પચ્ચખાણ**--મ્હોટું અણ દીધેલું લેવાની બંધી. **સગાસબંધી**—પોતાનાં સગા સબંધીની. **વ્યાપારસબંધી**—વ્યાપાર નિમીત્તે. **તથા નિભ્રમી વસ્તુ ઉપરાંત**--તથા ભરમ વિનાની હલકી વસ્તુ ( દાતણ, કાગળ, સાહી, પેનસીલ વિગેરે વિગેરે. **અદત્તાદાન**--અણુ દીધેલું. **લેવાનાં પચ્ચખાણ**--લેવાની બંધી. **જાવજીવાએ**--જ્યાં સુધી આ કાયામાં જીવ રહે ત્યાં સુધી. **દુવિહું**--બે કરણ. **તિવિહેણં**—ત્રણ જોગે. **નકરેમી**—કરૂં નહિં. **નકારવેમિ**--બીજા પાસે કરાવું નહિ. **મણસા વયસા કાયસા**--મન વચન કાયાએ કરી. **એહવાત્રીજા થુલ**--એવા ત્રીજા વૃતમાં મોટું. **અદત્તાદાન**—અણુ દીધેલું લેવા થકી. **વેરમણં**—નિવૃતું છું. **વૃત્તનાં પંચ અઈઆરા**—વ્રતનાં પાંચ અતિચાર. **જાણિયવ્વા**—જાણવા. **નસમાયરિયવ્વા**--આચરવા નહિં. **તંજહા**--તે જેમ છે તેમ. **તે આલોઉં**--તે કહું છું. **તેન્નાહડે**--ચોરાઉ વસ્તુ લીધી હોય. **તક્કર પ્પઉગે**--ચોરને મદદ કરી હોય. **વિરૂદ્ધરજ્જાઈક્કમ્મે**------રાજ્યવિરૂદ્ધ તથા દાણુ ચોરી કરી હોય. **કૂડતોલે**--ખોટું તોળ્યું હોય. **કૂડમાણે**—ખોટું માપ્યું હોય. **તપ્પડિરૂવગ્ગવવહારે**--મુળ વસ્તુમાં ફેરફાર કરી સારીને બદલે નરસી આપી હોય અથવા તો ભેળસેળ કર્યો હોય. **તસ્સ મિચ્છામિ દુક્કડં**--તે પાપ નિષ્ફળ થાઓ.

# ચોથુ વ્રત.

**ચોથું અણું વ્રત**—ચોથું સાધુથી ઓછું વૃત. **થૂલાઓ**—મ્હોટું. **મેહુણાઓ**—મૈથુન થકી. **વેરમણં**—નિવૃતુ છું. **સદારા સંતોષીએ**—પોતાની સ્ત્રીમાં સંતોષ (આ શબ્દો પુરૂષેજ બોલવા) રાખવો. **અવસેસં**—બીજી સ્ત્રી સાથે. **મેહુણવિહંના**—મૈથુન સેવનાનાં **પચ્ચખાણબંધી**—**અને સ્ત્રીને સભર્તાર**—પોતાનાં પતિથીજ ( આ શબ્દો સ્ત્રીએજ બોલવા, **સંતોષોએ**—સંતોષ રાખવો. **અવસેસં**—બીજા પુરૂષ સાથે. **મેહુણ વિહંના**—મૈથુન સેવનાનાં. **પચ્ચખાણ**—બંધી. **અને જે સ્ત્રી પુરૂષને**—જે સ્ત્રી પુરૂષને. **મૂળથકી કાયાએ**—સર્વથા કાયાએ કરી. **મેહુણ સેવવાનાં પચ્ચખાણ હોય તેને**—મૈથુન સેવવાની બંધી કરી હોય તેને. **દેવતા મનુષ્ય તિર્યંચ સબંધો**—દેવતા મનુષ્ય પશુઆદિ સંગાથે. **મેહુણનાં પચ્ચખાણ**--મૈથુન સેવવાની બધી. **જાવજીવાએ**—જ્યાં સુધી આ કાયામાં જીવ છે ત્યાં સુધી. **દેવતા સબંધી દુવિંહ**—દેવતા સબંધી બે કરણે. **તિવિહેણં**--ત્રણ જોગે કરી. **નકરેમી**—કરૂં નહિં. **નકારવેમી**--બીજા પાસે કરાવું નહિં. **મણસા વયસા કાયસા**—મન વચન કાયાએ કરી. **મનુષ્ય તિર્યંચ સબંધી**—મનુષ્ય પશુ વિગેરે સબંધી **એગવિંહ**—એક કરણ. **એગવિહેણં**—એક જોગે કરી. **નકરેમી**—એ કામ કરૂં નહિં. **કાયસા**—કાયાએ કરી. **એહવા ચોથા થૂલ**— એવા ચોથા મોટા. **મેહુણ**--મૈથુન **વેરમણં વૃતના**--નિવૃતવાનાં વૃતનાં. **પંચ અઈઆરા**--પાંચ અતિઆર. **જાણિયવ્વા**—જાણવા. **નસમાય રિયવ્વા**--આદરવા નહિં. **તંજહા**—તે જેમ છે તેમ. **તે આલોઉં**—કહું છું. **ઇત્ત-**

રિય પરિગ્ગહિય ગમણે—પોતાની પરણેલી નાની ઉમરની સ્ત્રી સાથે પરિચયાદિ ભોગ ભોગવે તો અતિચાર લાગે. અપરિગ્ગહિય ગમણે--જે સ્ત્રી સાથે વેવિશાળ થયું હોય તે સ્ત્રી સાથે લગ્ન થયા નથા તે ઉમરે મોટી છે તે સાથે ભોગ વિલાસ સેવે તો અતિચાર લાગે. અનંગ ક્રિડા—પર સ્ત્રી સાથે કોઇ પણ તરેહની કામક્રિડા કરી હોય. પર વિવાહ કરણે—બીજાનાં વિવાહ મેળવી આપ્યા હોય. કામ ભોગેસુ—કામ ભોગને વિષે. તિવ્વાભિલાસા—અતિ તિવ્ર અભિલાષા રાખી હોય. તસ્સમિચ્છામિ દુક્કડં--તે પાપ થએલું નિષ્ફળ થાઓ.

---

## પાંચમું વ્રત.

પાંચમું અણુવૃત્ત—પાંચમું સાધુનાં વૃત અકી ઓછુ. થુલાઓ--મ્હોટું. પરિગ્ગહાઓ—પરિગ્રહ થકી. વેરમણં—નિવૃતું છું. ખેત્ત—ખેતર આદિ ખુલી જમીન. વથ્થુનું—ઘર આદિ ઢાંકેલી જમીનની. યથાપરિણામ—યથા શક્તિ પ્રમાણે મર્યાદા કરવી તે. હિરણ--રૂપાની. સોવનનું--સોનાની. યથાપરિમાણ--યથા શક્તિ પ્રમાણે મર્યાદા કરવી તે. ધન—મહોર બંધ નાણાંની ધાનનું--ચોવીસ જાતનાં અનાજ. યથાપરિમાણ—યથા શક્તિ પ્રમાણે મર્યાદા કરવી તે. દુપદ--મનુષ્ય આદિ બે પગા પ્રાણીની. ચઊપદનું--ચોપગાં ઢોરની. યથા પરિમાણ--યથા શક્તિ પ્રમાણે મર્યાદાકરવી તે. કુવિયનું--ઘર વખાર આદિની. યથાપરિમાણ--યથા શક્તિ પ્રમાણે મર્યાદા કરવી તે. એ યથાપરિમાણ કીધું છે—એ પ્રમાણે જેવી જેવી મર્યાદા કીધી છે. તે ઉપરાંત પોતાનો પરિગ્રહ કરી

રાખવાનાં પચ્ચખ્ખાણ--તે થકી વધારે પોતાની દોલત વિગેરે પરિગ્રહ કરવાની બંધી. જાવજીવાએ--જ્યા સુધી જીવું ત્યાં સુધી. એગવિહં--એક કરણે કરી. તિવિહેણં--ત્રણ જોગે કરી. ન કરેમી--કરૂં નહિં. ( બાંધેલહદ ઉપરાંત દોલત રાખું નહિં. ) મણસા વયસા કાયસા--મન વચન કાયાએ કરી. એહવા પાંચમાં થુલ--એવા પાંચમા મોટા. પરિગ્રહ--દોલતની. પરિમાણ--પ્રમાણ બાંધ્યા ઉપરાંત. વેરમણં વૃત્તનાં--નિવૃતવાનાં વૃતનાં પંચ અઇ આરા--પાંચ અતિચાર. જાણિયવ્વા--જાણવા. નસમાયરિયવ્વા--આદરવા નહિં. તંજહા--તે જેમ છે તેમ. તે આલોઉં--કહુંછું. ખેત્ત--ખેતર આદિ ખુલી જમીનની વથ્થુ--ઘર આદિ ઢાંકેલી જમીનની. પ્પમાણાઇક્કમે--મર્યાદા કરી હોય તે ઉપરાંત અજાણતા મર્યાદા ઉલંઘન કરી હોય. હિરણ સોવન્ન પ્પમાણાઇક્કમે--સોના રૂપાની જે મર્યાદા કરી હોય તે ઉપરાંત અજાણતા મર્યાદા ઉલંઘન કરી હોય. ધન ધાન પ્પમાણાઇક્કમે--મહોર બંધ નાણાની અને ચોવીસ પ્રકારનાં અનાજની જે મર્યાદા કરી હોય તે મર્યાદા ઉપરાંત અજાણતાં મર્યાદા ઉલંઘન કરી હોય. દુપદ ચઉપદ પ્પમાણાઇક્કમે--મનુષ્યાદિ બેપગા પ્રાણીની અને ચોપગાં ઢોરની મર્યાદા કરી હોય તે ઉપરાંત અજાણતા મર્યાદા ઉલંઘન કરી હોય. કુવિય પ્પમાણાઇક્કમે--ઘર વખાર આદિની જે મર્યાદા કરી હોય તે ઉપરાંત અજાણતા મર્યાદા ઉલંઘન કરી હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં--તે પાપ થએલું નિષ્ફળ થાઓ.

# પાંચ અણુવ્રત વિષેનો સંવાદ.

**પાનાચંદ**—મીત્ર માણેકચંદ ! સમકીતિ જીવો કયા વિશેષણથી અલંકૃત બને છે ?

**માણેકચંદ**—ભાઈ પાનાચંદ ! એવા પવિત્ર જીવો શ્રાવક અને શ્રાવિકા એ નામનાં વિશેષણથી સોભાપ્રદ બને છે.

**પાનાચંદ**--શ્રાવક અને શ્રાવિકાનાં મુખ્ય નિયમો કેટલા છે ? અને એ નિયમો ને કયા શબ્દથી સંબોધવામાં આવે છે ?

**માણેકચંદ**—તેનાં મુખ્ય નિયમો ૧૨ છે. અને તેને બાર વૃત એ નામથી ઓળખવામાં આવે છે.

**પાનાચંદ**—વૃત એટલે શું ? અને વૃત કરવાથી શું ફાયદો ?

**માણેકચંદ**—વૃત એટલે દરેક પ્રકારની અસુભ વૃત્તિ ને મર્યાદા શિલ બનાવનાર એક યંત્ર. વૃત કરવાથી કેટલીએક લાલસાઓ ઓછી થાય છે; અને તેથી આત્મા ક્રમે ક્રમે કર્મ રહીત બની અક્ષય સુખનો ભોક્તા બને છે.

**પાનાચંદ**—બાર વૃતનાં કેટલા વર્ગ પાડયાછે ? અને કયા કયા ?

**માણેકચંદ**--બાર વૃતનાં ૩ ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે. ૧ અણુવૃત, ૨ ગુણવૃત, અને ૩ શિક્ષાવૃત.

**પાનાચંદ**—અણુવૃત એટલે શું ?

**માણેકચંદ**—સાધુ મુનિરાજની અપેક્ષાએ નાનું. એટલે કે ત્યાગીઓને નવ નવ કોટીએ પચ્ખાણ છે. અને શ્રાવક શ્રાવિકાને ૭ કોટીએ પચ્ચખાણ છે. માટે સાધુ મુનીરાજથી ઓછું હોવાને લીધે તેને અણુવૃત કહેવામાં આવે છે.

**પાનાચંદ**--અણુવૃત કેટલા છે ? અને કયા કયા ?

માણેકચંદ—અણુવ્રત ૫ પાંચ છે. ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મેહુણ, અને ૫ પરિગ્રહ.

પાનાચંદ—પહેલું વૃત્ત શા માટે મુકયું છે? અને તે કેટલી કોટીએ થાય? તથા પહેલા વૃતનાં અતિચાર કેટલા અને કયા કયા છે?

માણેકચંદ—પહેલું વૃત જીવહિંસા નહિં કરવા માટે મુકયું છે. અને તે ૭ કોટીએ થાય છે. તે વૃતનાં અતિચાર ૫ પાંચ છે. ૧ બધે, ૨ વહે, ૩ છવીછીએ, ૪ અઇભારે અને ૫ ભકત પાણવો છોએ.

પાનાચંદ—અસત્ય નહિં બોલવા માટે કેટલામું અને કયું વૃતછે? તથા તે વૃતનાં અતિચાર કેટલા અને કયા કયા છે?

માણેકચંદ—બીજું વૃત છે. અને તેને મૃષાવાદ, એ નામથી ઓળખવામાં આવે છે. તે વૃતનાં પણ ૫ પાંચ અતિચાર છે. ૧ સહસા ભખ્ખાણે, ૨ રહસ્સાંભખ્ખાણે, ૩ સદાર મંત ભેએ, ૪ મોસોવએસે, અને ૫ કુડ લેહ કરણે.

પાનાચંદ—ત્રીજા વૃત્તના છેવાડે જે પાંચ અતિચારો આવે છે તે શેનાં અતિચારો છે?

માણેકચંદ—ચોરીથી નિવૃતવા માટે 'અદત્તાદાન' નામે વૃતનાં અતિચારો છે.

પાનાચંદ—ચોથા વૃતનાં કેટલા ભાગ છે? અને તે કયા કયા?

માણેકચંદ—બે ભાગ છે. ૧ દેશથી, અને ૨ સર્વથી.

પાનાચંદ—દેશથી અને સર્વથી એટલે શું? તે બરાબર સમજાવો જોઇએ.

માણેકચંદ—જે પુરૂષને પોતાની સ્ત્રી સિવાય અન્ય સ્ત્રી સેવનની બંધી છે. અને જે સ્ત્રીને પોતાના પુરૂષ સિવાય અન્ય પુરૂષ સેવનની બંધી છે. તેને દેશથી ચોથું વૃત છે એમ કહી શકાય, અને જેને બિલકુલ વિષય સેવન ખપતુંજ નથી તેને ' સર્વથી ' ચોથું વૃત છે એમ કહી શકાય.

પાનાચંદ—મીત્ર માણેકચંદ ! આજકાલ તો જે પુરૂષે અગર જે સ્ત્રીએ દેશથી ચોથું વૃત ધારણ કર્યું હોય તેને પ્રજોત્પત્તિ થતાં ઘેલી દુનીયાં દેશથી ચોથા વૃત વાળાને વગોવવામાં બાકી રાખતી નથી તેનું શું કારણ ?

માણેકચંદ—એ ઘેલી દુનીયા શાસ્ત્રનાં ગુઢ રહસ્યો જાણવા માટેની દરકાર ક્યારે કરે છે ? એવા અકલના ઓથમીરો શાસ્ત્રને શસ્ત્ર બનાવી સ્વ મેળે સ્વ આત્માને જ હણવાનું કાર્ય કરતા જણાય છે.

પાનાચંદ—પાંચમું વૃત શા માટે મુકયું છે ? અને તેના અતિચારો કેટલા છે ?

માણેકચંદ—પાંચમું વૃત પરિગ્રહની મર્યાદા કરવા માટે મુકયું છે. અને તેનાં ૫ પાંચ અતિચારો છે.

---

# ત્રણ ગુણ વ્રત.

## છઠું વૃત્ત.

છઠું દિસી વૃત—છઠું દિશાઓની મર્યાદા બાંધવાનું વૃત. ઉર્દ્ધદિસિનું—પર્વતાદિ ઉંચે ચડવાની દિશાનું. યથાપરિમાણ—સ્વશક્તિ અનુસાર મર્યાદા કરવી તે. અધોદિસિનું—ગુફા આદિ હેઠે જવાની દિશાનું. યથાપરિમાણ—સ્વશક્તિ અનુસાર મર્યાદા

કરવી તે. તિરિયદિસિનું--વચલી જળ સ્થળ આદિની ચતુર દિશાનું યથાપરિમાણુ—સ્વશક્તિ અનુસાર મર્યાદા કરવી તે. એયથાપરિઆણુ કીધું છે તે ઉપરાંત--એ પ્રમાણે હદ બાંધી છે તે ઉપરાંત. સઇચ્છાએ—પોતાની મરજીથી. કાયાએ જઇને--શરીરે જઇને. પાંચ આશ્રવ--પાંચ પાપકારી કાર્યો ( હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ.) સેવવાનાં પચ્ચખાણુ--ભોગવવાની બંધી. જાવજીવાએ--જયાં સુધી જીવું ત્યાં સુધી. દુવિહં--બે કરણે. તિવિહેણં—ત્રણ જોગે. નકરેમી—હું કરૂં નહિં. નકારવેમી—કરાતું નહિ. મણસા વયસા કાયસા—મન વચન કાયાએ કરી. એહવા છઠ્ઠા દિસિ વેરમણં વૃતનાં—એ પ્રમાણે છ દીસાની હદ ઉપરાંત કોઇ દિશા તરફ જવાનું છોડી દેવાનાં વૃતનાં. પંચ અઇયારા—પાંચ અતિચાર જાણીયવ્વા—જાણવા. નસમાયરિયવ્વા—આદરવા નહિ. તંજહાતેઅસોઉં--તે જેમ છે તેમ કહું છું ઉર્ધ્વદિસિપ્પમાણા ઇક્કમે--ઉંચી દિશાની મર્યાદાનું ઉલંઘન કર્યું હોય. અધોદિસિપ્પમાણા ઇક્કમે—નીચી દિશાની મર્યાદાનું ઉલંઘન કર્યું હોય. ખેતવુઢ્ઢી--એક દિશા ઘટાડીને બીજી દિશા વધારી હોય. સઇઅંતરધાએ—સદેહ પડયા છતાં આગળ ચલાણું હોય. તસ્સ મિચ્છામ દુક્કડં—તે પાપ થએલું નિષ્ફળ જાઓ.

---

## સાતમું વ્રત.

સાતમું વૃત ઉવભોગ--જે વસ્તુ એકજ વાર ભોગવાય તે ( અન્ન વિગેરે ) પરિભોગવિહં--વારંવાર ભોગવાય તે ( વસ્ત્ર લંકારા વિગેરે ). પચ્ચખાય માણે--પ્રતિજ્ઞા કરતા થકા. ૧ ઉલ્લ-

ણિયાવિહં—અંગલુવાનાં વસ્ત્રની વિધી. ૨ દંતણાવહં—દાતણની મર્યાદા. ૩ ફલવિંહ—ફળની મર્યાદા. ૪ અભ્યંગણવિહં—તેલાદિ શરીરે ચોપડવાની મર્યાદા. ૫ ઉવટ્ટણવિંહ—શરીરે મર્દન કરવાની મર્યાદા. ૬ મંજ્જણવિહં—ન્હાવાનાં પાણી વિગેરેની મર્યાદા. ૭ વથ્થવિહં—વસ્ત્ર વિગેરેની મર્યાદા. ૮ વિલેવણ વિહં—સુખડઆદિ વિલેપન કરવાની વસ્તુની મર્યાદા. ૯ પુપ્ફવિહં—ફુલની મર્યાદા. ૧૦ આભરણવિહં—ઘરેણાં આદિ પહેરવાની મર્યાદા. ૧૧ ધૂપવિહં—ધુપની મર્યાદા. ૧૨ પેજ્જવિહં—પીવાની વસ્તુ ઔષધ ઇત્યાદિની મર્યાદા. ૧૩ ભખ્ખણ વિહં—સુખડી આદિ ખાવાની વસ્તુની મર્યાદા. ૧૪ ઉદ્દનવિહં—ધાનનાં જાતની મર્યાદા. ૧૫ સૂપવિહં—કઠોર આદિની મર્યાદા. ૧૬ વિગયવિહં—ઘી, ગોળ, તેલ, સાકર, દહીં ઇત્યાદિની મર્યાદા. ૧૭ સાકવિહં—લીલોતરી શાકની મર્યાદા. ૧૮ માહુરવિંહં—મેવાની મર્યાદા. ૧૯ જમણવિહં—અમુક અમુક વખતે ખાવાની ચીજની મર્યાદા. ૨૦ પાણિવિહં—પાણીનાં તોલ તથા વખતની મર્યાદા. ૨૧ મુખવાસવિહં—સોપારી ઇત્યાદિ મુખવાસની મર્યાદા. ૨૨ વાહનોવિહં—પગરખાં વિગેરે પહેરવાની મર્યાદા. ૨૩ વાહનવિહં—ગાડી ઘોડા વિગેરે વાહનની મર્યાદા. ૨૪ સયણવિહં—સુવા બેસવાના આસનની મર્યાદા. ૨૫ સચિત્ત વિહં—સચેત્ત વસ્તુ વાપરવા તથા ખાવાની મર્યાદા. ૨૬ દવ્વવિહં— અન્ય દ્રવ્ય વિગેરેની મર્યાદા. ઇત્યાદિકનું યથા પરિમાણ કીધું છે—ઉપર કહેલ વસ્તુની તથા તે સિવાયની વસ્તુના જે પ્રમાણે મર્યાદી બાંધી હોય. તે ઉપરાંત—તે ઉપરાંત. ઉવભોગ—જે વસ્તુ એકજ વાર ભોગવવામાં આવે તે. પરિભોગ—જે વસ્તુ વારંવાર ભોગવવામાં આવે તે. ભોગનિમિત્તે ભોગવવાનાં

પચ્ચખ્ખાણ--ભોગવવાનાં આશય વડે ભોગવવાની બંધી. જાવજ્જી- વાએ--જ્યાં સુધી જીવું ત્યાં સુધી. એગવિહં--એક કરણે. તિ- વિહેણં--ત્રણ જોગે કરીને. ન કરેમિ--હું પોતે કરૂં નહિં. મણુસા વયસા કાયસા--મન વચન કાયાએ કરી. એ હવા સાતમાં ઉવભોગ--એકજવાર ભોગવવાની વસ્તુ. પરિભોગ-- વારંવાર ભોગવાય તે. દુવિહે--એ બે પ્રકારે. પન્નતે--પરૂપે છે. તંજહા--તે જેમ છે તેમ. ભોયણાઉય--ભોજનં થકી. કમ્મ- ઉય--કર્મ થકી. ભોયણા ઉય--ભોજન થકી. સમણો વાસ- એણં--શ્રાવકને. પંચઅઇઆરા--પાંચ અતિચાર. જાણિયવ્વા-- જાણવા. નસમાયરિયવ્વા--પણ આદરવા નહિં. તંજહા તે આલોઉં--તે જેમ છે તેમ કહું છું. ૧ સચિત્તાહારે--સચેત વસ્તુ હદ ઉપરાંત વાપરી હોય. ૨ સચિત્ત પડિબદ્ધાહારે-- સચેતની સાથે જોઇન્ટ લીંબડાનાં ગુંદ વિગેરે ખવાએલ હોય. ૩ અપ્પો લિઓસહિ ભખ્ખણયા--જેમાં જીવનાં પ્રદેશ રહી ગયા હોય એવી વસ્તુ ( કાચું શાક ઇત્યાદિ ) ખાધી હોય. ૪ દુપ્પોલીઓ સહિ ભખ્ખણયા--કાંઇક કાચી પાકી ચીજ ભડથાં વિગેરે ખાધા હોય. ૫ તુચ્છોસહિ ભખ્ખણયા--થોડું ખાવું ને વિશેષ નાખી દેવું એવી શેલડી સીતાફળ વિગેરે વસ્તુ ખાધી હોય. કમ્મઉણં-- વ્યાપારનાં. સમણો વાસએણં--શ્રાવકને પન્નરસ--પંદર પ્રકારે. કમ્માદાણાઇ--કર્મ આવવાનાં સ્થળો. જાણિયવ્વા--જાણવા. ન- સમાયરિયવ્વા--પણ આદરવા નહિં. તંજહા તે આલોઉં--તે જેમ છે તેમ કહું છું. ૧ ઇંગાલકમ્મે--લુહારાદિ અગ્નિનો વ્યાપાર કર્યો હોય. ૨ વણકમ્મે--વનનાં ઝાડો વિગેરે કપાવવાનો વ્યાપાર

કર્યો હોય. ૩ સાડીકમ્મે—અનેક વસ્તુનો સોડ કરી વ્યાપાર કર્યો હોય. (જલેબીનો સોડ, રંગનો સોડ વિગેરે.) ૪ ભાડિકમ્મે—ઘર હાટ હવેલી ઇત્યાદિ ભાડા નિમીત્તે નવા કરાવી ભાડા ખાંવાનો વ્યાપાર કર્યો હોય. ૫ ફોડીકમ્મે—પૃથ્વિનાં પેટ ફોડવાનો વ્યાપાર કર્યો હોય. ૬ દંતવાણિજ્જે—હાથીદાંત વિગેરે નો વ્યાપાર કર્યો હોય. ૭ કેસ વાણિજ્જે—ચમરી ગાય આદિનાં વાળનો વ્યાપાર કર્યો હોય. ૮ રસવાણિજ્જે—તેલ ઘી આદિ રસનો વ્યાપાર કીધો હોય. ૯ લખ્ખવાણિજ્જે—લાખઆદિ રંગવાની વસ્તુનો વ્યાપાર કીધો હોય. ૧૦ વિસવાણિજ્જે—અફીણ આદિ ઝેરી વસ્તુનો વ્યાપાર કીધો હોય. ૧૧ જંતુ પીલણ કમ્મે—યંત્રાદિવડે કોઇ પણ વસ્તુ પીલવાનો વ્યાપાર કીધો હોય. ૧૨ નીલચ્છણ કમ્મે—નાક કાન આદિ અવયવો છેદયા હોય. ૧૩ દવાગ્ગિદાવણયા—પુણ્યકે આજીવકા અર્થે દાવાનળ લગાડયા હોય ૧૪ સરદહ તલાગ પરિ સોસણયા—સરોવર કુવા તળાવ ઉલેચાવ્યા હોય. ૧૫ અસઈ જણ પોસણયા—હીંસક જીવોને વ્યાપાર નીમીત્તે પાળી પોશી તેનો વ્યાપાર કર્યો હોય. તસ્સ મિચ્છામિ દુક્કડં—તે પાપ થએલું નિષ્ફળ થાઓ.

---

## આઠમું વ્રત.

આઠમું વ્રત અનર્થ દંડનું—આઠમા વ્રતની અંદર અર્થ વિના દંડાય તેથી. વેરમણં—નિવર્તું છું. ચઉવિહે અણત્થાદંડે—ચાર પ્રકારે અર્થ વિના દંડાય તેથી. પન્નતે—તે કહે છે. તજંહા

—તે જેમ છે તેમ. અવજ્ઝાણાચરિયં—માઠું ધ્યાન ધરવાથી પમાયાચરિયં—પ્રમાદ આચરવાથી. હંસપ્પયાણું—હિંસક શસ્ત્ર આપવાથી. પાવકમ્મોવએસં—પાપ કર્મનો ઉપદેશ આપવાથી એહવા આઠમાં અનર્થદંડ—અર્થ વિના પાપ સેવવાનાં પચ્ચખાણ—સેવવાની બંધી, જાવજીવાએ—જયાં સુધી જીવું ત્યાં સુધી. દુવિહં—બે કરણે. તિવિહેણં—ત્રણ જોગે કરી. નકરેમિ—હું પોતે કરૂં નહિં, નકારવેમિ—બીજા પાસે કરાવું નહિં. મણસા વયસા કાયસા—મન વચન કાયાએ કરી. એહવા આઠમાં અણંત્થાદંડ—અર્થ વિના પાપનો દંડ આવે. વેરમણં—નિવર્તવાનાં. વૃતનાં પાચ અઇઆરા—એ વૃતનાં પાંચ અતિચાર. જાણિયવ્વા—જાણવા. નસમાયરિવ્વા—આદરવા નહિ. તંજહા —તે જે છે તેમ. તે આલોઉં—તે કહું છું. કંદપ્પે—કામોત્પત્તિ કથા ઇત્યાદિ કહેલ હોય. કુકુઈએ—વિચીત્ર ખરાબ ચેષ્ટાઓ કરી ભય પમાડયો હોય. મોહરિએ—સ્વમુખે મીઠું મીઠું બોલી પાછળથી ખોટી રીતે વર્તાણું હોય. સંજુત્તાહિ ગરણે—ઘણાં હથીઆરો એકઠાં કર્યા હોય. ઉવભોગ—એક વાર ભોગવવાની વસ્તુ. પરિભોગ—વારંવાર ભોગવવાની વસ્તુ. અઈરતે—અધોક ભેગી કરી તેના પર તિવ્ર અભિલાષા રાખી હોય. તસ્સમિચ્છામિ દુક્કડં —તે પાપ થએલું નિષ્ફળ થાઓ.

---

## ત્રણ ગુણ વ્રત વિષેનો સંવાદ.

**હેમતલાલ**—મીત્ર છગનલાલ! બાર વ્રતનાં જે ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે; તેમાં બીજા વર્ગનું નામ શું?

છગનલાલ--ભાઇ હેમતલાલ ! બીજા વર્ગનું નામ ગુણુવ્રત કહેવામાં આવે છે.

હેમતલાલ--ગુણુવ્રત એટલે શું ? અને તેવા કેટલા ગુણુવ્રતનો બીજા વર્ગમાં સમાવેશ થાય છે ?

છગનલાલ—પહેલા પાંચ વૃતમાં જે આગાર રાખેલ છે તે કાંઇ આખા લોકમાં રાખવાની જરૂર નથી. અમુક ક્ષેત્રમાંજ તે આગાર રાખે. અને તે ઉપરાંતના ક્ષેત્રમાં સર્વ પ્રકારે બંધ કરે તો કાંઇ વહેવાર અટકે નહિં. અને અગાઉનાં પાંચે વૃતમાં આગાર ભુરાયજવાથી ગુણુ થાય. માટે તેને ગુણુવ્રત કહેવામાં આવે છે. આવા ત્રણ ગુણુવ્રતનો બીજા વર્ગમાં સમાવેશ થાય છે.

હેમતલાલ—ત્રણ ગુણુવ્રત કયા કયા નામોથી ઓળખાય છે ? અને તે શા માટે મુકયા છે ?

છગનલાલ—૧ દિર્સાવૃત, ૨ ઉવભોગ પરિભોગ વ્રત, અને અણુત્થાદંડ વ્રત, એ નામથી એનામથી ઓળખાય છે. અને તે દિશાઓની મર્યાદા માટે દિસિવ્રત, એકવાર ભોગવાય તથા વારંવાર ભોગવાય એવી વિચીત્ર વસ્તુની મર્યાદા માટે ઉવભોગ પરિભોગ વૃત, અને આત્મા અર્થ વિના નહિ દંડાવા માટે અણુથાદંડ વ્રત મુકવામાં આવેલ છે.

હેમતલાલ—દિશાઓની મર્યાદા બાંધવાનું શું કારણુ ?

છગનલાલ—પુર્વ ભવાન્તરોને વિષે કરેલા અસુભ કર્મ તથા મુકેલા અસુભ સાધનોથી ચાલી આવતી રાવઇને અટકાવવા માટે.

હેમતલાલ—એકવાર તથા અનેકવાર ભોગવી શકાય તેવી વસ્તુની

મર્યાદા બાંધવાનું શું કારણુ ?

છગનલાલ—મનુષ્ય તૃષ્ણાનાં સંસર્ગને લઇ અનીતિમય જીવન ગુજારવા તરફ લક્ષ રાખી કર્મ બંધનના કારણભુત બને છે; માટે તેવા જીવોને સમતાનાં સુંદર આવાસમાં આવવા માટે-કર્મ ક્ષીણુ બનાવવા સારૂ.

હેમતલાલ—આત્મા અર્થ વિના દંડાય એટલે શું ?

છગનલાલ--કારણુ વિના હાષ્ય--મશ્કરી વડે અસત્ય તથા મિશ્ર ભાષાની ઉત્પત્તિ થતાં અનેક તરેહની અસમાધીમય પ્રવૃત્તિનો ઉદય થાય છે. અને એથી આત્માની સાથે કર્મનું બંધાવું થાય છે જેને લઇ આત્મા ને અતિ નુકશાન ખમવું પડે છે.

હેમતલાલ--દિસિવ્રત બારવ્રત માહેનું કેટલામું વ્રત છે ? અને તે કેટલી કોટી એ થાય ?

છગનલાલ--બારવ્રતમાં તેને છઠું વ્રત કહેવામાં આવે છે. અને તે છકોટીએ થાય.

હેમતલાલ—બાર વ્રતમાં સાતમું વ્રત કયું છે ? અને તે વ્રત કેટલી કોટીએ થાય ?

છગનલાલ—સાતમા વ્રતને ઉવભોગ પરિભોગ વ્રત કહેવામાં આવે છે. અને તે વ્રત ત્રણુ કોટી એ થાય.

હેમતલાલ--ત્રણુ કોટી કઇ કઇ ?

છગનલાલ--મન, વચન, કાયા એ પાપ કરૂં નહિં એ ત્રણુ કોટી થઇ.

હેમતલાલ—બાર વ્રતમાં અનર્થ દંડ નામનું વ્રત કેટલામું છે ? અને તેમાં પણુ કેટલી કોટી કહેવામાં આવી છે ?

**છગનલાલ**--તે વ્રત આઠમું છે. અને તેમાં ૭ કોટી કહેવામાં આવી છે.

**હેમતલાલ**—બાર વ્રતનાં ત્રણ વર્ગ પૈકી બીજા વર્ગને ગુણવ્રત કહેવામાં આવે છે. તો પછી પહેલા વર્ગનાં કેટલા વ્રત છે? અને તે તથા બીજા વર્ગનાં મળીને કેટલાં વ્રત થાય? તથા હવે બાકી શ્રાવક શ્રાવિકાનાં કેટલા વ્રત રહ્યા?

**છગનલાલ**--પહેલા વર્ગનાં ૫ પાંચ વ્રત છે. અને તે બીજા વર્ગનાં ૩ ત્રણ વ્રત મળી કુલ ૮ આઠ વ્રત થયા. હવે બાકી માત્ર ચાર જ વ્રત રહ્યા.

---

# ચાર શિક્ષા વ્રત.

---

## નવમું વ્રત.

**નવમું સામાયિક વ્રત**--સમતા રૂપી સામાયિકનું વ્રત. **સાવજજ જોગનું વેરમણું**--પાપકારી વર્તુણકથી નિવર્તુ છું. **જાવનિયમ**—જ્યાં સુધી નિયમની મર્યાદા કરી છે ત્યાં સુધી. **પજજુવા સામિ**—શુભ જોગને સેવું. **દુવિહં**—બે કરણે. **તિવિહેણં**—ત્રણ કરણે કરી. **નકરેમી**--પાપનું કામ કરૂં નહિ. **નકારવેમી**--બીજા પાસે પાપ કરાવું નહિં. **મણસા વયસા કાયસા**--મન વચન કાયાએ કરી. **એવી મારિ તમારી સદહણાં પરૂપણાં સામાયિકનો અવસર આવ્યો છે અને સામાયિક કર્યું છે ફરી જ્યારે સામાયિકનો અવસર આવે અને સામાયિક**

કરીએ તે વારે ફર્સનાએ કરી શુદ્ધ હોજો. એહવાનવમાં સામાયિક વ્રતનાં પંચ અઇઆરા—પાંચ અતિચાર. જાણિયવ્વા—જાણવા. ન સમાયરિયવ્વા—આદરવા નહિં. તંજહા—તે જેમ છે તેમ. તે આલોઉં—તે કહું છું. મણદુપ્પણિહાણે—મન માઠું પ્રવર્તાવ્યું હોય. વયદુપ્પણિહાણે—વચન માઠું પ્રવર્તાવ્યું હોય. કાયદુપ્પણિહાણે—કાયા માઠી પ્રવર્તાવી હોય. સમાઇયસસઇ—સામાયિક કીધું છતાં. અકરણીઆએ—બરાબર કીધું છે કે નાહ તેની ખબર ન રહી હોય. સામાઇયસ્સ—સામાયિક કીધું છે તે. અણુવઠિયસ્સ સઇ કરણયાએ—પુરૂં થયા વિના પાળ્યું હોય. તસ્સમિચ્છામિ દુક્કડં—તે પાપ નિષ્ફળ થાઓ.

---

## દસમું વ્રત.

દસમું દેશાવગાસિક વ્રત—દિશાની મર્યાદા કરવાનું વ્રત. દિનપ્રતે પ્રભાત થકી પ્રારંભીને—હમેશાં દિવસ ઉગવાનાં વખતથી બીજે દિવસ ઉગતા સુધી આદરીને. પૂર્વાદિક છ દિશે—પૂર્વ દિશાઆદિ છ દિશાએ. જેટલી ભૂમિકા મોકળી રાખી છે—જેટલી જગ્યાની—ધરતીની મર્યાદારાખી છે. એટલે કે પ્રાતઃકાળે નિયમ ધારવો કે આજ મારે દરેક દિશા તરફ આટલા ગાઉ ઉપરાંત જવું નહિં. તે ઉપરાંત સં ઇચ્છાએ—બાંધેલી હદ ઉપરાંત પોતાની મરજીથી. કાયાએ જઇને પાંચ આશ્રવ—કાયાએ કરી જીવહિંસાદિક પાંચ આશ્રવ. સેવવાનાં પચ્ચખાણ—સેવવાની બંધી. જાવ અહોરત્તં—એક દિવસને રાત સુધી. દુવિહં—બે કરણે.

**તીવિહેણં**—ત્રણ જોગે. **નકરેમિ**—પાપ કરૂં નહિં. **નકારવેમિ**—બીજા પાસે કરાવું નહિં. **મણસા વયસા કાયસા**—મન વચન કાયાએ કરી. **જેટલી ભુમિકા મોકળી રાખી છે તે માંહિ જે દ્રવ્યાદિકની મર્યાદા કીધી છે**—છુટ રાખેલી પૃથ્વિમાં પણ જે પ્રતિજ્ઞા કરી હોય કે આજે આટલા પદાર્થ ઉપયોગમાં લેવા. **તે ઉપરાંત**—તે મર્યાદા ઉપરાંત. **ઉવભોગ**—એકજ વાર ભોગવાય એવી વસ્તુ. **પરિભોગ**—વારંવાર ભોગવાય તેવી વસ્તુ. **ભોગનિમિત્તે**—ભોગની ઇચ્છાએ. **ભોગવવાનાં પચ્ચખાણ**—ભોગવવાની બંધી. **અહોરત્તં**—એક દિવસને રાત સુધી. **એગવિહં**—એક કરણે. **તીવિહેણં**—ત્રણજોગે. **નકરમિ**—કરૂં નહિં. **મણસા વયસા કાયસા**—મન વચન કાયાએ કરી. **એહવા દસમાં દેસાવગાસિક વ્રતનાં પંચ અઇઆરા**—પાંચ અતિચાર. **જાણિયવ્વા**—જાણવા. **નસમાયરિયવ્વા**—પણ આદરવા નહિં **તંજહા તે આલોઉં**—તે જેમ છેતેમ કહું છું. **આણવણ પઉગે**—અમુક હદની જે મર્યાદા કરી છે તે હદની બહારથી વસ્તુ મંગાવી ઉપયોગ કર્યો હોય. **પેસવણ પઉગે**—મર્યાદા કર્યા ઉપરાંત ચાકર આદી બીજા પાસે વસ્તુ મંગાવી યા મોકલી ઉપયોગ કર્યો હોય. **સદાણુંવાએ**—સાદ કરી બીજાને સમજાવી મર્યાદા કીધેલ હદ ઉપરાંતથી બોલાવેલ હોય. **રૂવાણુંવાએ**—મર્યાદા કર્યા છતાં પોતાનું રૂપ દેખાડી બીજાને સમજાવી કોઇને બોલાવેલ હોય. **બહિયા પોગ્ગલ પખ્ખવે**—હદ કર્યા ઉપરાંત બહાર કાંકરા આદિ નાંખીને કોઇને બોલાવેલ હોય. **તસ્સ મિચ્છામી દુક્કડં**—તે પાપ નિષ્ફળ થાઓ.

# અગિઆરમું વ્રત.

**અગ્યારમું પોષધ વ્રત**—ધર્મ કરણીથી. આત્માને પોષવો તેનું વ્રત. **અસણં**—અન્ન પ્રમુખ ખાવાનાં. **પાણં**—પાણી ઇત્યાદિ પિવાનાં. **ખાઇમં**—મેવો સુખડી પ્રમુખ. **સાઇમનાં**—સોપારી આદિ મુખવાસની વસ્તુ. **પચ્ચખાણ**—ખાવાની બંધી. **અબ્રહ્મનાં પચ્ચખાણ**—મૈથુન સેવવાની બંધી. **મણિસુવર્ણનાં પચ્ચખાણ**—મણી સોનાં વિગેરે આભુષણની બંધી. **માલાવજ્જગ**—ફુલ વિગેરે માળાનો. **વિલેવણનાં પચ્ચખાણ**—કાન્તિ વધે તેવા સુખડ આદિ પદાર્થનો લેપ કરવાની બંધી. **સત્થ, મુસલાદિક**—શસ્ત્ર, હથિઆર, સાંબેલાદિક **સાવજ્જ જોગનાં પચ્ચખાણ**—પાપકારી વેપાર કરવાની બંધી. **જાવ અહોરત્તં**—એક દિવસને એક રાત્રિ સુધી. **પજ્જુવાસામિ**—પોષધ વ્રતમાં એ પ્રમાણે આચરવું. **દુવિહં તિવિહેણ**—બે કરણ ને ત્રણજોગ. **નકરેમી**—હું કરૂં નહિં. **નકારવેમિ**—બીજા પાસે કરાવું નહિં. **મણસા વયસા કાયસા**—મન વચન કાયાએ કરી. **એહવી સદ્દહણા**—કરવાની શ્રદ્ધા થાય. **પરૂપણા કરીએ**—પરૂપણાં કરીએ. પોષો કરવાનો વખત આવે ત્યારે પોષધ કરીએ. **તે વારે ફરશનાએ કરી શુદ્ધિ**—તે વખત શક્તિ મુજબ શુદ્ધ હોજો. **એ હવા અગીઆરમાં પરીપુર્ણ**—પ્રતિપુર્ણ. **પોષધવ્રતનાં**—સંવરે આત્માને પોષવાના વ્રતનાં. **પંચ અઇઆરા**—પાંચ અતિચાર. **જાણિયવા**—જાણવા. **નસમાયરિયવ્વા**—આદરવા નહિં. **તંજહા તેઆલોઉં**—તે જેમ છે તેમ કહું છું. **અપ્પડિલેહિય**—બરાબર તપાસીને પડિલેહણ કીધું ન હોય. **દુપ્પડિલેહિય**—માઠી રીતે પડિલેહણ કીધું હોય. **સેજ્જાસં**-

**થારએ**—સેજા આદિ પાટ વિગેરે તરણાદિકની પથારીનો સંથારો. **અપ્પમજ્જિય**—પુંજ્યું ન હોય. **દુપ્પમજ્જિય**—માઠી રીતે પુંજ્યું હોય. **સેજાસંથારએ**—સેજા આદિ પાટ વિગેરે તરણાદિકની પથારીનો સંથારો. **અપ્પડિલેહિય**—બરાબર તપાસિને પડિલેહણ કીધું નહોય. **દુપ્પડિલેહિય**—માઠી રીતે પડિ લેહણ કીધું હોય. **ઉચ્ચ.ર પાસવણ ભુમિ**—દિશા જવાની અથવા પેસાબ કરવાની યા માતરૂં પરઠવાની જગ્યાને. **અપ્પમજ્જિય**—પુંજ્યું ન હોય. **દુપ્પમજ્જિય**—માઠી રીતે પુંજ્યું હોય. **ઉચ્ચાર પાસવણ ભુમિ**—દિશા તથા પેશાબ કરવાની તથા માતરૂ પરઠવાની જગ્યાને. **પોસહસ્સ**—પોષાને. **સમ્મં**—સર્વથા પ્રકારે. **અણાણું પાલણીઆ**—રૂડી રીતે સેવ્યું નહિં. **તસ્સમિચ્છામિ દુક્કડં**—તે પાપ નિષ્ફળ થાઓ.

## બારમું વ્રત.

**બારમું અતિથિ**—જેને પધારવા માટેનો અમુક વખત નિર્માણ થયો નથી એવા સાધુ આર્યાજીને પોતાનાં માટે નિપજાવેલી વસ્તુમાંથી નિર્દોષ આપવું. **સંવિભાગવ્રત**—ભાગ કરવા રૂપી વ્રત. **સમણે**—સાધુ આર્યાને. **નિગ્ગંથે**—ધન રહિત. **ફાસુ**—અચેત. **એસણીજ્જેણં**—નિર્દોશ. **અસણં**—અન. **પાણં**—પાણી. **ખાઈમં**—સુખડી વિગેરે મેવો. **સાઈમં**—સોપારી લવિંગ આદિક મુખવાસ. **વથ્થ**—વસ્ત્ર. **પડિગ્ગહ**—પાત્રા. **કંબલ**—કાંબળી **પાપાયપુચ્છણેણં**—રજોહરણાદિ. **પાઢી યારૂ**—આપીને પાછી લેવાય એવી વસ્તુ. **પીઢ**—બાજોઠ. **ફલગ**—પાટ. **સેજા**—સેજા આદિ સ્થાન. **સંથારએણં**—તરણાદિકની પથારીનો સંથારો. **ઉસહ**—

એકુજ વસ્તુનું કરેલું ઔષધ. **ભેસજજેણું**—ઘણી વસ્તુ ભેગી કરીને કરેલું ઔષધ. **પડિલાભેમાણે**—સાધ સાધવીને ભાવે કરીને આપવા થકી. **વિહરામિ**--વિચરૂં. **એહવી સદહણાં પરૂપણાં**—એવી શ્રદ્ધા પ્રસીદ્ધ પણે કરવી તે. **સાધ સાધવીની જોગવાઇ મળે તે વારે**--એવા સાધ સાધવીનો જોગ મળે ત્યારે. **ફરસનાએ કરી**—કાયાએ કરી. **શુદ્ધ હોજો**—નિર્દોષ હોજો. **એહવા બારમાં અતિથિ**—જેનો આવવાનો અમુક વખત નથી એવા સાધુ આર્યાને. **સવિભાગ વ્રતનાં**—ભાગ કરવા રૂપિ વૃતના. **પંચ અઇઆરા** પાંચ અતિચાર. **જાણિયવ્વા**--જાણવા. **નસમાયરિયવ્વા**—આચરવા નહિં. **તંજહા તે આલોઉ**—તે જેમ છે તેમ કહું છું. **સચિત્તનિખ્ખેવણિયા**—સચેત ભોજન યાતો સચેતમાં અચેત ભોજન નાંખીને આપ્યું હોય અથવા તો સચેત ઉપર અચેત વસ્તુ હોય છતાં આપ્યું હોય. **સચિપેહણીયા**--સચેત ભોજન યાતો સચેત ભોજનથી ઢાંકેલી અચેત વસ્તુનો આહાર આપ્યો હોય. **કાલાઈક્કમ્મે**--વખત લાગી ગયો હોય તેવી બગડેલી વસ્તુ વહોરાવી હોય અથવા જમતી વખતે સાધ ચિંતવન કર્યું ન હોય. **પરોવએસે**--પોતે સુઝતો હોવા છતાં બીજાને વહોરાવવાનું કહ્યું હોય અથવા તો પોતાની આપવા જેવી વસ્તુ હોવા છતાં બીજાની આપવા હુકમ કર્યો હોય. **મચ્છરિયાએ**--સાધુજીને દાન આપી અહંકાર કીધો હોય. **તસ્સમિચ્છામિ દુક્કડં**—તે પાપ કીધેલું નિષ્ફળ થાઓ.

---

**ચુનિલાલ**—મીત્ર મગનલાલ! બાર વૃત પૈકીનાં ત્રીજા વર્ગનું નામ શું?

**મગનલાલ**--ભાઈ ચુનિલાલ! ત્રીજા વર્ગનું નામ શિક્ષાવ્રત રાખવામાં આવ્યું છે.

ચુનિલાલ—શિક્ષાવ્રત એટલે શું ? અને તેવા કેટલા શિક્ષાવ્રતનો ત્રીજા વર્ગમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

મગનલાલ—જે વ્રતનું સેવન કરવાથી શિખામણ મળે તેનું નામ શિક્ષાવ્રત કહેવાય છે. આવા ચાર શિક્ષાવ્રતનો ત્રીજા વર્ગમાં સમાવેશ કરવામાં આવેલ છે.

ચુનિલાલ—ચાર શિક્ષાવ્રત કયા કયા નામોથી ઓળખાય છે ! અને તે શા માટે મુકયા છે ?

મગનલાલ—૧. સામાયિક વ્રત. ૨ દેશાવગાસિક વ્રત. ૩ પૌષધ વ્રત. અને ૪ અતિથી સંવિભાગ વ્રત. અને તે સમભાવમાં આવવા માટે સામાયિક વ્રત, અગાઉ કરેલ દિશાની મર્યાદા ને સંકોચવા માટે દેશાવગાસિક વ્રત, ધાર્મિક ક્રિયાથી આત્માને પોષવા માટે પૌષધ વ્રત, અને સાધુ આર્યા ને નિર્દોષ આહારાદિક વહોરાવવા માટે અતિથી સંવિ ભાગ વ્રત મુકવામાં આવેલ છે.

ચુનિલાલ—સમભાવમાં આવવાથી શુ ફાયદો થાય ?

મગનલાલ—સમભાવમાં આવવાથી વિષમ ભાવ નો અસ્ત થાય, ચોમેર શાન્તિનું સામ્રાજ્ય સ્થપાય, અને આપસ આપસમાં ઐકયતાનો પ્રાદુર્ભાવ થાય. જેથી કરી આત્મા ક્રમે ક્રમે કર્મ રહીત બની અક્ષય સુખનો ભોક્તા બને.

ચુનિલાલ—અગાઉ કરેલ દિશાની મર્યાદાને સંકોચવાનું શું કારણ ?

મગનલાલ—છઠા વ્રતમાં જે દિશાની મર્યાદા કરી છે. તે મર્યાદા વાળી ધરતીની રાવઘ તો ચાલીજ આવે છે. માટે તે મર્યાદા વાળી જગ્યાને સંકોચવાથી સંકોચાએલી જગ્યા બહારની રાવઘ

આવતી બંધ રહે છે.

ચુનિલાલ--ધાર્મિક ક્રિયાથી આત્માને પોષવા માટેનાં પૌષધ વ્રતની શું જરૂર છે ?

મગનલાલ--આત્માને ક્રમે ક્રમે કર્મ લેપથી રહીત બનાવવા માટે ખાસ કરીને પૌષધ વૃતની જરૂર પડે છે. આવા પ્રતિપુર્ણ પૌષધ વ્રતમાં ચોવીસ કલાક સુધી ચાર પ્રકારનાં આહાર અને અઢારે પાપ સ્થાનકને ત્યાગ કરવો પડે છે.

ચુનિલાલ--અતિથી સંવિભાગ વ્રત એટલે શું ?

મગનલાલ--જેના માટે અમુક તીથીએ આશા રાખવી એવી તીથી રહીત એટલે કે જેની કોઇપણ જાતની તીથી નિર્માણ કરી નથી એવા સાધુ મુનિરાજને સુજતાં નિર્દોષ આહારાદિ વિગેરે વહોરાવવા તેનું નામ અતિથી સંવિભાગવ્રત કહેવામાં આવે છે.

ચુનિલાલ--મીત્ર મગનલાલ ! ત્રણે વર્ગનાં બધાં મળીને બાર વૃત નાં કેટલા અતિચાર છે ? અને તે અતિચાર જ્ઞાન દર્શન ચારીત્ર અને તપ પૈકીનાં કયા શબ્દને લાગુ પડે છે ?

મગનલાલ--બધા મળીને બાર વૃતનાં ૭૫) પંચોતેર અતિચાર છે. અને તેને ચારીત્રનાં અતિચારો કહેવામાં આવે છે.

ચુનિલાલ--મીત્ર ! આજે તો આપનાં સદુપદેશથી ઘણોજ આનંદ થયો. આપનો કીમતી ટાઇમ રોકી જે તસ્તી આપવામાં આવી છે તે દરગુજર કરશો.

મગનલાલ--ભાઇ ! કંઇ ફીકર નહિં. આવા સુભકાર્યમાં જે વખતનો વ્યય થયો તેજ વખત કામનો છે.

---

# સંથારાનો પાઠ

**અપચ્છિમ**—બીજું કોઇપણ કામ કરવાનું નથી. **મારણં-તિય**—પંડિત મરણને અંતે **સલેહણા**—આત્માને અસુભ કાર્ય થકી દુર કરવો. **પૌષધશાલા**—પોષો આદિ સંથારો કરવાની જગ્યા. **પૂંજીને**—યતના પુર્વક સાફ કરીને. **ઉચ્ચાર પાસવણ**—દિશા તથા પેસાબની. **ભૂમિકા પડિલેહીને**—જગ્યા નજરે જોઇરાખીને. **ગમણા ગમણે**—જતા આવતા જીવ ચંપાણા હોય તેનું. **પડિક્કમીને**—પ્રાયશ્ચિત લઇને **દર્ભાદિક સંથારો**—ડાભ વિગેરે તરણાની પથારી. **સંથરીને**—પાથરીને, **દર્ભાદિક સંથારો**—ડાભ વિગેરે તરણાની પથારી. **દરૂહિને**—એસીને. **પૂર્વ તથા ઉત્તર દિશિ**—પુર્વ તથા ઉત્તર દિશા તરફ. **પલ્યંકાદિક**—પલાંઠી વાળી અથવા શક્તિ પ્રમાણે. **આસણે બેશિને**—આસન વાળી ને. **કરયલ**—બે હાથ. **સંપગ્ગહિયં**—જોડીને. **સિર સાવત્તયં**—માથાને આવર્તન કરી. **મથએ અંજલી કટ્ટુ**—માથા ઉપર બે હાથ જોડેલા રાખી. **એવં**—એમ. **વઆસી** કહે. **નમોથ્થુણં**—નમસ્કાર હો. **અરિહંતાણં**—અરિહંત દેવને. **ભગવંતાણ**—ભગવંતને. **જાવ-સંપત્તાણં**—ઇત્યાદિ જેઓ મોક્ષે પોંચ્યા તેને. **એમ અનંતા સિદ્ધને**—એવી રીતે અનંતા સિદ્ધ ભગવંતજી ને. **નમસ્કાર કરીને**—વંદણાં કરીને. **વર્તમાન પોતાનાં**—ચાલના વખતનાં પોતાનાં. **ધર્માચાર્ય ને**—ધર્મગુરૂને. **નમસ્કાર કરીને**—વાંદીને **પૂર્વે જે વ્રત**—પહેલાં જે વ્રત. **આદર્યા છે**—લીધા છે. તે **આલોઇ**—તે વ્રત સંભાળીને કહી, **પડિક્કમિ**—પ્રાયશ્ચિત કરી. **નિંદિ**—આત્માની

સાક્ષીએ નિંદા કરીને. નિસલ્લથઇને—શંકા રહીત થઇને. સવ્વં પાણાઇ વાયં—સર્વ પ્રકારની જીવહિંસા કરવાની. પચ્ચખ્ખામિ—બંધી. સવ્વં મુસાવાયં-સર્વ પ્રકારનું જુઠુ બોલવાની. પચ્ચખ્ખામિ—બંધી, સવ્વ અદિન્નાદાણં—સર્વ પ્રકારની ચોરી કરવાની. પચ્ચખ્ખામિ—બંધી સવ્વ મેહુણ પચ્ચખામિ—સર્વ પ્રકારની મૈથુન સેવવાની બંધી કરૂં છુ. સવ્વં કોહં પચ્ચખ્ખામિ—સર્વ પ્રકારે ક્રોધ કરવાની બંધી. જાવ-મિચ્છાદંસણસલ્લં—સલ્ય રાખી અસત્ય ધર્મ સેવવો. ત્યાં સુધીના જે જે અઢાર પાપસ્થાનકં આગળ કહેવાશે ત્યાં સુધીની.અકરણિ જજં જોગ—કરવા યોગ્ય નહિં તેવા પાપકારી વેપાર કરવાની. પચ્ચખ્ખામિ—બંધી. જાવજીવાએ—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. તિવિહ—ત્રણ કરણ. તિવિહેણં—ત્રણ જોગે કરીને. નકરેમિ—હું પોતે કરૂંનહિં નકારવેમિ-બીજા પાશે કરાવું નહિં. કરંતં નાણું જાણાઇ—કોઇ પાપ કરે તે રૂડુ જાણું નહિ. મણસા વયસા કાયસા—મન વચન કાયાએ કરી. એમ અઢાર પાપ સ્થાનક—એવી રીતેઅઢાર જાતનાં પાપનાં મુળ સેવવાનાં ઠેકાણાની. પચ્ચખ્ખી ને—બંધી કરીને. સવ્વં અસણં—સર્વ પ્રકારનું અન્ન પાણં—પાણી. ખાઇમં—સુખડી મેવો વિગેરે. સાઇમં—મુખવાસ. ચઉવિહં—એ ચાર પ્રકારની. પિયાહારં—અને બીજા. પચ્ચખ્ખામિ—બંધી કરૂં છું, જાવજીવાએ—જ્યાં સુધી જીવું ત્યાં સુધી. એમ ચારે આહાર પચ્ચખ્ખીને—એમ ચારે આહારની બંધી કરીને. જંપીય—જે પ્રીયકારી. ઇમં શરિરં—આ મારૂ શરીર. ઇઠં—ઇષ્ટકારી. કંતં—કાંતિવંત. પિયં—પ્રિયકારી. મણુન્નં—મનને ગમતું

મણામં—મનને અતિ વ્હાલું. ધિજં—ધીરજવાન. વિસાસિ-યં—વિશ્વાસનું ઠેકાણું. સમયં—માનવા યોગ્ય અણુમયં—રૂડુ માનવા જોગ બહુમયં—ઘણું માનવા જોગ. ભંડ કરંડુગ સમાણં—બહુ મુલાં ઘરેણાંના કરંડીઆ સમાન રયણ કરંડુગ ભુયં—રત્નનાં કરંડીઆ સમાન. માણુસીયં—રખે મને ટાઢ વાય. માણું ઉન્હં—રખે મને તાપ લાગે. માણું ખોહા—રખે મને ભુખ લાગે. માણંપીવાસા—રખે મને તરશ લાગે. માણંબાળા—રખે સર્પ કરડે. માણંચોરા—રખે ચોર ઉપાડી જાય. માણંદંસા—રખે મને ડાંસ કરડે. માણમસગ્ગા—રખે મચ્છર કરડે. માણંવાહિયં—રખે મને વ્યાધ ઉપજે. પીતીયં—પીત જાગે. સંભિમં—રખે ને સળેખમ થાય. સન્નિવાઇયં—સન્નેપાત થાય વિવિહારો ગાયંકા—રખે વિવિધ પ્રકારનાં રોગ ઉત્પન્ન થાય. પરિસહો વસગા બાવીસ જાતનાં પરિસહ. ફાસા ફુસંત્તિ—એવી એવી જાતનાં કોઇ સ્પર્શ થાય. એયં પ્રિયેણં—એવું મારૂં શરિર પ્રિયકારી તે. ચરિમેહિ—છેલ્લા ઉસાસનિસાસેહિં—શરીર ને તજી દઇને. કાલ અણવ કંખમાણે—કાળને અણ વાંછતો થકો. વિહરંતિ—વિચરે. એહવી સદહણા પરૂપણા—એવી શ્રદ્ધા પરૂપણાથી. અણસણનો અવસર આવે—સંથારા નો વખત આવે. અણસણ કરૂં—સંથારો કરૂં. તેવારે ફરસનાએ કરી શુદ્ધ—તે વખતે પાપ રહિત થાઓ. એવા અપછિમ મારણંતિય—મરણ ને અંતે કાંઇ વસ્તુ બાકી નહિં. સલેહણા—આત્માને માઠાં કામથી દુર કરવાં. ઝુસણા—અણસણ કરવાનાં. આરાહણાના—આરાધવાનાં—કરવાનાં પંચઅઇયારા—પાંચ અતિચાર. જાણિયવ્વા—જાણવા. નસમા-

પરિચળ્વા—આચરવા નહિં. તજહા તે આલોઉ—તે જેમ છે તેમ કહું છું. ઇહલોગાસં સપ્પઊગે—અહીંથી મુઆ પછી મનુષ્ય સુખની ઇચ્છા કરવી તે. પરલોગા સંસપ્પઊગે—દેવલોકના સુખની ઇચ્છા કરવી તે. જિવિયાસંસપ્પઊગે—જીવિતવની ઇચ્છા કરી હોય. મરણા સંસપ્પઊગે—સથારામાં ટુંકા વખતમાં મરી જવાની ઇચ્છા કરી હોય. કામભોગા સંસપ્પઊગે—કામ ભોગ કરવાની ઇચ્છા કરી હોય. તસ્સ મિચ્છામિં દુક્કડં—એ પાંચ અતિચાર મધ્યેનો કોઇ પણ અતિચાર લાગ્યો હોય તેનું પાપ મહારે નિષ્ફળ થાઓ.

એમ સમકિત પુર્વક બાર વ્રત સંલેખણા સહિત તથા નવાણુ અતિચારને વિષે જે કોઇ અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર અજાણતાં ઉપયોગ શુન્યપણે સેવ્યા હોય, સેવરાવ્યાં હોય, સેવતા પ્રત્યે અનુમોદ્યા હોય તો તે અનંતા સિદ્ધ કેવલીની સાખે તસ્સમિચ્છામિદુક્કડં.

## પંડિત મરણ પ્રાપ્ત કરવા વિષે (સંથારાનાં પાઠ) નો સંવાદ.

---

કેવળચંદ—મીત્ર ન્યાલચંદ! પંડિત મરણ પ્રાપ્ત કરવા વિષેની સમજુતી નો કયો પાઠ છે? અને તે પાઠ કયા પાઠ પછી આવે છે?

ન્યાલચંદ—બંધુ કેવળચંદ! તે સંથારાનો પાઠ છે. અને તે પાઠ બાર વ્રતની પુર્ણાહુતી પછી આવે છે.

કેવળચંદ—જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ એ ચાર વર્ગ પૈકીનાં

કયા વર્ગમાં સંથારાનાં પાઠનો સમાવેશ થાય છે?

ન્યાલચંદ—ઉપરોક્ત ચાર વર્ગ પૈકીનાં તપ નામનાં વર્ગમાં તે પાઠનો સમાવેશ થાય છે.

કેવળચંદ—સંથારાનું ખરૂં નામ શું છે?

ન્યાલચંદ—તેનું ખરૂં નામ 'સંલેહણા' છે. વળી તેને અણુસણ વ્રત પણ કહેવામાં આવે છે.

કેવળચંદ—સંલેહણાં એટલે શું?

ન્યાલચંદ—કપટ, મિથ્યાત્વ, અને કરણીનાં ફળની ઇચ્છા એ ત્રણે સલ્ય ને સંભાળી, આળોવી, ને આત્માને દોષરહિત બનાવવો તેનું નામ સંલેહણા કહેવાય.

કેવળચંદ—સંથારો કેટલા પ્રકારે થઇ શકે? અને તે પ્રકાર કયા કયા છે?

ન્યાલચંદ—મુખ્યત્વે કરીને સંથારાનાં બે પ્રકાર છે. ૧ પાદોપગમન, અને ૨ ભત્ત પચ્ચખ્ખાણ.

કેવળચંદ—હાલમાં કવચિત કવચિત સંથારો જોવામાં આવે છે, તે સંથારો કેવા પ્રકારનો કહેવાય?

ન્યાલચંદ—તે ભત્ત પચ્ચખાણ સંથારો કહેવાય.

કેવળચંદ—ભત્ત પચ્ચખાણ સંથારાનાં કેટલા ભેદ છે? અને તે કયા કયા?

ન્યાલચંદ—તેનાં બે ભેદ છે. ૧ સાગારી, અને ૨ અણગારી.

કેવળચંદ—સાગારી સંથારો કેને કહેવાય?

ન્યાલચંદ—અમુક પ્રકારની વ્યાધી, રોગ, કે ઉપદ્રવ મટે ત્યાં સુધી અથવા તો અમુક વખત સુધીનાં સંથારાને સાગારી સંથારો કહેવાય?

કેવળચંદ—અણુગારી સંથારો કેને કહેવાય ?

ન્યાલચંદ—કોઇપણું પ્રકારની છુટ રાખ્યા વિના ઠેઠ મરણ સુધીનાં સંથારાને અણુગારી સંથારો કહેવાય ?

કેવળચંદ—સંથારો કેટલી કોટીએ થાય ? અને તે કોટી કઇ કઇ સમજવી ?

ન્યાલચંદ—તે નવ કોઇએ થાય. મન, વચન, અને કાયાની કોટીએ હું પાપ કરૂં નહિ, કરાવું નહિ, અને કરે તેને રૂડુંજાણું નહિ. એ નવ કોટી સમજવી.

કેવળચંદ—સંથારો કરવામાં મુખ્યત્વે કરીને કેવાનાં પચ્ચખાણુ ( પ્રત્યાખ્યાન ) કરવાની જરૂર છે ?

ન્યાલચંદ—અઢારે પાપસ્થાનક ચારે પ્રકારનાં આહાર, અને કાયા એમ ત્રેવીસ બોલનો ત્યાગ કરવાનાં પચ્ચખાણુ કરવાની ખાસ જરૂર છે.

કેવળચંદ—અઢાર પાપ સ્થાનક કયા કયા નામથી ઓળખાય છે તે તો હું સારી રીતે જાણુંછું. પણુ ચાર પ્રકારનાં આહાર કોને કોને કહેવાય ?

ન્યાલચંદ—૧ સર્વ પ્રકારનાં અનાજ વિગેરે, ૨ સર્વ પ્રકારનાં પાણી વિગેરે, ૩ સર્વ પ્રકારનો મેવો વિગેરે, અને ૪ સર્વ પ્રકારનો મુખવાસ વિગેરે એ ચાર પ્રકાર આહારનાં કહ્યા છે.

કેવળચંદ—રાત્રે સુતી વખતે સંથારો કરવો હોય તો થઇ શકે કે નહિં ? અને જો થઇ શકે તેમ હોય તો કેવા પ્રકારે થઇ શકે ?

ન્યાલચંદ—ઘણીજ ખુશાથી કરવો હોય તો થઇ શકે. અને તે સંથારો સાગારી સંથારાની રીત પ્રમાણે બની શકે.

કેવળચંદ—સંથારાને આપઘાતનું વિશેષણ કોઇ આપવા ધારે તો આપી શકાય કે નહિ? અને જો ન આપી શકાય તો તેનું કારણ શું?

ન્યાલચંદ—તેવું વિશેષણ તેને કોઇપણ પ્રકારે લાગુ પડતું નથી. કારણ કે એકબીજાનાં આશયો જુદા છે. આપઘાતમાં મુખ્યત્વે કરીને ક્રોધ રહેલો છે, અને સંથારામાં મુખ્યત્વે કરીને સમતા રહેલી છે.

કેવળચંદ—સંથારામાં અવસાન સમય આવે તો તે મરણ કેવું કહેવાય?

ન્યાલચંદ—તેને 'પંડીત મરણ' કહેવામાં આવે છે.

કેવળચંદ—પંડીત મરણ એટલે શું?

ન્યાલચંદ—ઉપરોક્ત કહેલા ત્રેવીસ બોલ વર્જી સ્તુત્ય અધ્યાવસાયો સહ મરવું તેનું નામ પંડીત મરણ.

કેવળચંદ—સંથારાનાં અતિચારો કેટલા છે? અને કયા કયા?

ન્યાલચંદ—તેનાં અતિચારો ૫ પાંચ છે. ૧ ઇહલોગા સંસપઉગે, ૨ પરલોગા, સંસપઉગે, ૩ જીવ્યાસંસપઉગે, ૪ મરણાસંસપઉગે, અને ૫ કામભોગા સંસપઉગે.

કેવળચંદ—મિત્ર ન્યાલચંદ! આપનાં સમાગમથી આજે મને ઘણું જાણવાનું મળ્યું છે. તે ખાતે આપનો ઉપકાર માની હવે હું જવાની રજા લઇશ.

ન્યાલચંદ—બંધુ! આપને જ્ઞાનામૃત ભોજનનાં ગ્રાહક જાણી મને ઘણો સં[illegible] થયો છે. પરમાત્મા આપનું કલ્યાણ કરો! અસ્તુ.

કેવળચંદ—જયજીનેન્દ્ર.

ન્યાલચંદ—જયજીનેન્દ્ર.

---

# અઢાર પાપ સ્થાનક.

૧ **પ્રાણાતિપાત**—જીવહિંસા. ૨ **મૃષાવાદ**—જુઠું બોલવું તે. ૩ **અદત્તાદાન**—ચોરી કરવી તે. ૪ **મૈથુન**—અબ્રહ્મચર્ય સેવવું તે. ૫ **પરિગ્રહ**—દોલત વિગેરેમાં અસંતોષ તથા મમતા રાખવી તે. ૬ **ક્રોધ**—રીસ. ૭ **માન**—અહંકાર. ૮ **માયા**—કપટ. ૯ **લોભ**—લોભ. ૧૦ **રાગ**—પ્રિતિ. ૧૧ **દ્વેષ**—અદેખાઇ, ઇર્ષા વિગેરે. ૧૨ **કલેશ**—કજીયો. ૧૩ **અભ્યાખ્યાન**—કોઇના પર આળ ચડાવવું તે. ૧૪ **પૈશુન્ય**—કોઇની ખોટી ચાડી ચુગલી કરવી તે. ૧૫ **પરપરિવાદ**—પારકાનાં અવર્ણવાદો-નિંદા વિગેરે બોલી પરને દુઃખ ઉપજાવવું તે. ૧૬ **રઈ અરઇ**—ખુશી-દિલગીરી. ૧૭ **માયામોસો**—કપટ સહિત જુઠું બોલવું તે. ૧૮ **મિચ્છા દંસણ સલ્લ**—ખોટા દેવ ગુરૂ અને ધર્મનું સલ્ય રાખવું તે.

---

# અઢાર પ્રકારનાં પાપ થી માહિતગાર થવા વિષેનો સંવાદ.

---

**જગમોહન**—મીત્ર વિશ્વમોહન અઢારે પ્રકારનાં પાપ સ્થાનકો સંવરમાં ગણાય કે આશ્રવમાં ?

**વિશ્વમોહન**—બંધુ જગમોહન ! તે આશ્રવમાં ગણાય છે.

**જગમોહન**—આશ્રવ એટલે શું ? જેનાં સેવનથી મળેલા ફળ આત્માને ભોગવતા કડવા લાગે તેનું નામ આશ્રવ.

**વિશ્વમોહન**—ખરેખરી જીવહિંસા કેને કહેવી.

**જગમોહન**--કોઇ પણ પ્રકારનાં જીવને વિના અપરાધે દુઃખ આપવું, અશાન્તિ પેદા કરવી, અને કંટાળો આપવો તેનું નામ જીવહિંસા કહેવાય.

**વિશ્વમોહન**--જુઠું બોલવાથી શું નુકશાન થાય ?

**જગમોહન**--અસત્ય બોલવાથી વિશ્વાસનો ભંગ થાય છે, વિશ્વાસનો ભંગ થવાથી વ્યવ્હારમાં હાની પહોંચે છે, અને વ્યવ્હારમા હાની પહોંચવાથી ગરીબી વેહ્નાસર ભેટે છે.

**વિશ્વમોહન**--ચોરી કરવાથી મુખત્વે કરીને કઇ કઇ ચીજનો નાશ થાય છે ?

**જગમોહન** -યશ, લક્ષ્મી, અને પ્રમાણીકપણાનો નાશ થાય છે.

**વિશ્વમોહન**--અ બ્રહ્મચર્યનાં શેવનથી મુખ્યત્વે કરીને કયા કયા દુર્ગુણોનો સમાવેશ થાય છે ?

**જગમોહન**--ક્રોધ, માન, માયા, લોભ, અહંકાર- ઇત્યાદિ દુર્ગુણો તેમાં છુપી રીતે નિવાસ કરી રહેલા છે. તેના સેવનથી સારીરીક વ્યાધીઓ ઉપરાંત માનસીક વિચારોની નિર્બળતા માલુમ પડે છે.

**વિશ્વમોહન**—દોલત વિગેરેમાં અસંતોષ રાખવાથી શું ગેરફાયદો ?

**જગમોહન**—અતિ તૃષ્ણા એજ સર્વે દુઃખનું મુળ છે. માટે સંતોષમાં આવવાની ખાસ જરૂર છે અસંતોષથી આત્મ શક્તિનો ક્રમે ક્રમે નાશ થાય છે

**વિશ્વમોહન**--ક્રોધ, માન, માયા અને લોભ કયા કયા સદ્‌ગુણોનો નાશ કરે છે ?

**જગમોહન**--ક્રોધ પ્રિતીનો, માન મહત્વતાનો, માયા વિશ્વાસનો અને લોભ નીતિનો નાશ કરે છે.

**વિશ્વમોહન**--રાગ, દ્વેષ, કલેશ, અને અભ્યાખ્યાનમાં કેવાની બીની રાખવી પડે છે?

**જગમોહન**--રાગમાં વિયોગતાનો, દ્વેષમાં કુસંપનો, કલેશમાં તોફાનનો, અને અભ્યાખ્યાનમાં રાજ્ય સત્તાનો ભય રાખવો પડે છે.

**વિશ્વમોહન**--કોઇની ખોટી ચાડી કરવામાં અને પરની નીંદા કરવામાં શું નુકશાન ?

**જગમોહન**--ખોટી ચાડી ખાવાથી આબરૂની હાની થાય છે; અને પારકી નિંદા કરવામાં કરનાર ધણી મહાભારે કર્મી બને છે.

**વિશ્વમોહન**--ઘડીમાં હુલ્લાશ અને ઘડીમાં અફસોસ પ્રાપ્ત થવાથી શું ગેરફાયદો ?

**જગમોહન**--એથી ચિત ચંચળ બને છે, કોઇ ચીજ પર પુર્ણ શ્રદ્ધા બેસતી નથી, અને તેથી જોઇએ તેવો વિશ્વાસ ઉત્પન્ન થતો નથી.

**વિશ્વમોહન**--કપટ સહીત જુઠું બોલવામાં કેવા પ્રકારનો કુદરતી દંડ સહન કરવો પડે છે ?

**જગમોહન**--પુરૂષ વેદમાંથી સ્ત્રી વેદ ધારણ કરવો પડે છે.

**વિશ્વમોહન**--મિથ્યા દંસણ સલ્ય કઇ અમૂલ્ય ચીજની પ્રાપ્તિ કરવા દેતું નથી ?

**જગમોહન**--સમકિત નામનાં અમૂલ્ય રત્નની પ્રાપ્તિ કરવા દેતું નથી.

**વિશ્વમોહન**--મીત્ર ! અઢારે પાપ સ્થાનકનું સ્વરૂપ આપે બરાબર

બતાવી આપ્યું છે, આપનાં આવા ધાર્મિક અભ્યાસ માટે હું ઘણોજ ખુશી થયો છું. મ્હારે કોર્ટમાં જવાનો ટાઇમ ભરાઇ જવાથી હાલ તો હું રજા લઇશ.

જગમોહન—ઘણીજ ખુશીથી પધારો.

વિશ્વમોહન—વીર વંદન્.

જગમોહન—વીર વંદન.

---

## પચીસ પ્રકારનું મિથ્યાત્વ.

---

૧ અભિગ્રહીક મિથ્યાત્વ—સત્યાંસત્યનાં જાણ પણા વિનાં અસત્યને પકડી રાખવું તે. ૨ અણાભિ ગ્રહીક મિથ્યાત્વ બધા દેવ ગુરૂનાં મતને માને તે. ૩ અભિનિવેશીક મિથ્યાત્વ—પોતે લીધેલો મત ખોટો જાણે છતાં મુકે નહિં તે. ૪ અણાભોગ મિથ્યાત્વ—સમકીત સબંધીનું બીલકુલ જાણપણું નથી તે. ૫ શંશયિક મિથ્યાત્વ—સ્વમત ધર્મ સબંધી શંકા રાખે તે (આ સ્થળે કાંઇ પણ સહમજવાની બુદ્ધિએ ગમ ન પડતી હોય તેને માટે પ્રશ્નો ઇત્યાદિ કરવા તેનું 'નામ શંકા એવો શબ્દ લેવામાં આવ્યો નથી.) ૬ લોકીક મિથ્યાત્વ—દુનિયામાં ચાલતા પર્વો સબંધીનું આચરણ ધર્મ વિરૂદ્ધ કરો તે. ૭ લોકોત્તર મિથ્યાત્વ—તિર્થંકર દેવની માનતા પુજા કરે તે. ૮ કુપરાવચન મિથ્યાત્વ—ત્રણસે ત્રેસઠ પાંખડી ના મતને માને. ૯ અજીવને જીવ કહે તો મિથ્યાત્વ. ૧૦ જીવને અજીવ કહે તો મિથ્યાત્વ. ૧૧ સાધુ ને કુસાધુ અને. ૧૨ કુસાધુને સાધુ કહે તો મિથ્યાત્વ. ૧૩ જૈન

માર્ગને અન્યમાર્ગ અને ૧૪ અન્યમાર્ગને જીન માર્ગ કહેતો મિથ્યાત્વ. ૧૫ અધર્મને ધર્મ, અને ૧૬ ધર્મને અધર્મ કહેતો મિથ્યાત્વ. ૧૭ આઠ કર્મથી નથી મુકાણા તેને મુકાણા કહેતો મિથ્યાત્વ. ૧૮ આઠકર્મથી મુકાણા છે તેને નથી મુકાણા કહેતો મિથ્યાત્વ. ૧૯ જીનમાર્ગથી ઓછું, ૨૦ અધીક, અને ૨૧ વિપરીત પરૂપેતો મિથ્યાત્વ. ૨૨ અવિનય મિથ્યાત્વ ૨૩ અક્રિયા મિથ્યાત્વ ૨૪ અજ્ઞાન મિથ્યાત્વ. ૨૫ અસાતનાં મિથ્યાત્વ.

---

## ચૌદ પ્રકારનાં સમુર્છિમ.

---

૧ ઉચ્ચારેસુવા—વિષ્ટા પ્રમુખમાં. ૨ પાસવણેસુવા—પેસાબમાં. ૩ ખેળેસુવા—બડખામાં. ૪ સંઘાણેસુવા—નાકનાં મેલમાં. ૫ વંતેસુવા—વમનમાં. ૬ પીતેસુવા—પીતોડામાં. ૭ સોણિએસુવા—લોહીમાં. ૮ પુઇએસુવા—પરૂમાં: ૯ સુકેસુવા—વિર્યમાં. ૧૦ સુકપોગલ પડિસાલિએસુવા—વિર્યથી ખરડાએલા પુદ્‌ગલ સુકાઇ ગયા હોય તે ફરી લીલાં થાય તેમાં. ૧૧ ઇથિય પુરૂષ સંજોગેસુવા—સ્ત્રી પુરૂષનાં સંજોગમાં. ૧૨ વિગયજીવ કલેવરેસુવા—મનુષ્યનાં કલેવરમાં. ૧૩ નગર નીધમણેસુવા—ખાળોમાં એઠવાડ વિગેરે લઇને. ૧૪ સવ્વેસુચેવઅસુરઠાણેસુવા અસુચીનાં સઘળા ઠેકાણામાં.

---

# પચીસ પ્રકારનું મિથ્યાત્વ અને ચૌદ પ્રકારનાં સમુર્છિમ જીવ વિષેનો સંવાદ.

---

મથુરદાસ—મીત્ર દેવીદાસ ! મિથ્યાત્વ એટલે શું ? અને તેવા મિથ્યાત્વો મુખ્યત્વે કરીને કેટલાં છે ?

દેવીદાસ—મિથ્યાત્વ એટલે ખોટાપણું—અસત્યપણું વિગેરે અને તેનાં મુખ્યત્વે કરીને પચીસ પ્રકાર છે.

મથુરદાસ—મિથ્યાત્વમાં ફસાવાથી આત્માને શું નુકશાન થાય ?

દેવીદાસ—મિથ્યાત્વમાં ફસાવાથી આત્મિકગુણ પ્રગટ નહિં થવાને લીધે આત્માનો સંપુર્ણ વિકાસ થઇ શકતો નથી.

મથુરદાસ—સમુર્છિમ જીવો કયાં કયાં ઉત્પન્ન થાય છે ? અને તે જીવો સ્થાવર કહેવાય કે ત્રસ ?

દેવીદાસ—મનુષ્યનાં શરીરથી ઉત્પન્ન થતિ ચૌદ પ્રકારની ગંદકીમાં તેવો જીવો ઉત્પન્ન થાય છે. અને તે જીવો ત્રસ કહેવાય છે.

મથુરદાસ—ત્રસ જીવનાં ચાર વર્ગ પૈકીનાં કયા વર્ગમાં તેનો સમાવેશ થાય છે ?

દેવીદાસ—પચેંન્દ્રિ નામનાં વર્ગમાં તેનો સમાવેશ થાય છે.

મથુરદાસ—પચેંન્દ્રિનાં પણ ચાર ભેદ છે; તો તે જીવોનું સ્થાન કયા ભેદમાં થઇ શકે તેમ છે ? અને તે જીવો કેટલા પ્રાણનાં ધણી કહેવાય ?

દેવીદાસ—પચેન્દ્રિનાં ચાર ભેદ પૈકીનાં 'મનુષ્ય' નામનાં ભેદમાં તેનું સ્થાન છે. અને તે આઠ પ્રાણનાં ધણી મનુષ્ય કહેવાયછે.

**મથુરદાસ**—ત્યારે તેવા સમુર્છિમ મનુષ્યો આપણા જોવામાં કેમ આવતા નથી ?

**દેવીદાસ**—તેવાં મનુષ્યોનું દેહમાન એટલું તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ-બારીકમાં બારીક છે કે તે આપણી નજરે આવી શકતા નથી. દ્રષ્ટાંત તરીકે પાણીનાં એક બિંદુમાં રહેનારા જીવો આપણી નજરે આવતા નથી પણ સાયન્સનાં શોધક વિદ્વાનોએ "સૂક્ષ્મદર્શક યંત્ર" ની સહાયતાએ તે પાણીનાં એક બિંદુમાં ઘણાં જીવો ગોળ, સમચોરસ, લાંબી પુંછડી વાળા ઇત્યાદિ આકૃતિનાં છે એમ આપણને સિદ્ધ કરી આપ્યું છે. તેજ રીતે પાણીનાં ઉપરોક્ત જીવોનાં દેહમાન કરતા પણ સમુર્છિમ જીવોનું દેહમાન ઘણુંજ બારીક છે.

**મથુરદાસ**—ત્યારે સમુર્છિમ મનુષ્યોની હયાતી છે એવું કહેનાર કોણ ? અને તે કહેનાર પર ભરૂસો શા આધારે રાખી શકાય ?

**દેવીદાસ**—અનંતા તિર્થંકરો આદિ જગતનાં મહાન પુરૂષોએ પોતાની જ્ઞાન દૃષ્ટિથી તેવા જીવોને નિહાળેલ છે. આથી જગતનાં કલ્યાણને માટે તેનાં વિષેનું યથાર્થ જાણપણું શાસ્ત્રદ્વારાએ સિદ્ધ કરી આપેલ છે. તે મહાન જીવાત્માઓનું જીવન નિ:સ્વાર્થમય, પારમાર્થિક, અને જગતનાં હિતને માટે જ યોજાએલ હતું. વળી કેવળજ્ઞાન, અને કેવળદર્શનનાં પ્રતાપે તે લોકાલોકનું સ્વરૂપ જાણી દેખી શકતા હતા. આથી તેની નિ:સ્વાર્થમય વાણીમાં શ્રદ્ધા રાખવાની ખાસ જરૂર છે.

**મથુરદાસ**—સમુર્છિમ મનુષ્યોની ઉત્પત્તિમાં આપણને શું નુકશાન ?

**દેવીદાસ**—સમુર્છિમ મનુષ્યો મુખ્યત્વે કરીને ગંદકીવાળા પદાર્થોમાં

ઉત્પન્ન થાય છે કે જેની સાથે રોગનો ઉપદ્રવ કરનારા ઝેરી જંતુઓ પણ પેદા થાય છે. જેથી પ્લેગ, મરકી, કોલેરા ઇત્યાદિ રોગોથી આ દુનીયાને ઘણું સહેવું પડે છે.

**મથુરદાસ**—ગંદકીવાળા પદાર્થો ઓછામાં ઓછા કેટલો વખત પડયા રહે તો તેમાં સમુર્છિમ મનુષ્યો ઉત્પન્ન થાય ?

**દેવીદાસ**—ઓછામાં ઓછી ૪૮ અડતાલીસ મીનીટ.

**મથુરદાસ**—ગંદકીવાળા પદાર્થોનો નાશ કરવામાટે મુખ્યત્વે કરીને કયા કયા સાધનની જરૂર છે ?

**દેવીદાસ**—પવન, તડકો, અને રાખ એ ત્રીપુટીની ખાસ જરૂર છે.

**મથુરદાસ**—મીત્ર દેવીદાસ ! આજે તો હું જ્ઞાન દૃષ્ટિએ નવું જીવન પામ્યો છું. કારણ કે જૈનધર્મનું આવું ગંભીર સ્વરૂપ તો મેં આજેજ નિહાળ્યું. આપેલી તસ્તી માટે ઉપકાર માની હવે હું જવાની રજા લઇશ.

**દેવીદાસ**—બંધુ મથુરદાસ ! આપ વિદ્યાવિલાષિ બંધુનો મેળાપ થવાથી મને પણ અત્યાનંદ ઉત્પન્ન થયો છે.

**મથુરદાસ**—જયજીનેન્દ્ર.

**દેવીદાસ**—જયજીનેન્દ્ર.

---

☛ સમુર્છિમનો પાઠ બોલ્યા પછી "ઇચ્છામી આળોઉં જો મે દેવસ્સીઓ અઇયારકકો ' એ પાઠ આખો બોલ જઈ એક નોકાર ગણવો અને ત્યાર પછી ' કરેમેભંતે ' નો આખો પાઠ બોલી જવો. ત્યાર પછી—

# શ્રી ચત્તારી મંગળંનો પાઠ.

(ડાબો ઢીંચણ ધરતીપર સ્થાપિ જમણો ઢીંચણ ઉભો રાખી બે હાથ જોડી પગે લાગીને નીચેનો પાઠ કહેવો.)

**શ્રીચત્તારી મંગળં**—ચાર પ્રકારનાં મંગળીક. **અરિહંતા મંગળં**—અરિહંત દેવ મંગળીક છે. **સિદ્ધામંગળં**—સિદ્ધ દેવ મંગળીક છે. **સાહુમંગળં**—સર્વ સાધુજી મંગળીક છે. **કેવળી પનતો ધમ્મો મંગળં**—કેવળીનો પરૂપેલો ધર્મ મંગળીક છે. **ચત્તારી લોગુત્તમા**—લોકને વિષે ચાર ઉત્તમ છે. **અરિહંતા લોગુત્તમાં**—અરિહંત દેવ લોકમાં ઉત્તમ છે. **સિદ્ધાલોગુત્તમાં**—સિદ્ધદેવ લોકમાં ઉત્તમ છે. **સાહુ લોગુત્તમા**—સાધુ લોકમાં ઉત્તમ છે. **કેવળી પનંતો ધમ્મો લોગુત્તમા**—કેવળીનો પરૂપેલો ધર્મ લોકમાં ઉત્તમ છે. **ચતારિશરણં પવ્વજામિ**—ચાર પ્રકારનુ શરણુ અંગીકાર કરૂં છું. **અરિહંતા શરણં પવ્વજામી**—અરિહંતનું શરણુ અંગીકાર છું. **સિદ્ધા શરણં પવ્વજામી**—સિદ્ધનું શરણુ અંગીકાર કરૂં છું. **સાહુશરણં પવ્વજામી**—સાધુજીનું શરણુ અંગીકાર કરૂંછું. **કેવળી પન્નતો ધમ્માશરણં પવ્વજામી**—કેવળીનાં પરૂપેલ ધર્મનું શરણુ અંગિકાર કરૂંછું.

એ ચાર મંગલીક, ચાર ઉત્તમ, ને ચાર શરણાં સવેજે; ભવ-સાગરમાં તરે તે. સકળકર્મનો આણે અંત, મોક્ષતણાં સુખ લહે અનંત, ભાવ ધરીને જે ગુણ ગાય, તે જીવ તરીને મુકતે જાય. સંસારમાં શરણાં ચાર, અવર ન શરણું કોય. જે નરનારી આદરે તેને અક્ષય અવિચળ પદ હોય. અંગુઠે અમૃત વસે, લબ્ધિતણા ભંડાર; ગુરૂ ગૌતમને સમરીએ, તો સદાય મનવાંછિત ફળ થાય

---

# શ્રી ચત્તારી મંગળં વિષેનો સંવાદ.

ધીરજલાલ--પ્રિય મીત્ર મોતીલાલ! ખરી મંગળીક વસ્તુ કઇ કહેવાય?

મોતિલાલ—બંધુ ધીરજલાલ! જે વસ્તુ ત્રણે કાળની અંદર અપ મંગળીક ન થાય તેનું નામજ મંગળીક વસ્તુ કહેવાય.

ધીરજલાલ—વ્યવહારીક રીતે મંગળીક કોને કોને કહેવાય છે?

મોતિલાલ—શ્રીમંત મુહુર્ત, પુત્ર જન્મ, વેવિશાળ પ્રસંગ, લગ્ન મહોત્સવ, અને પ્રિયજનોનો મેળાપ. ઇત્યાદી પ્રસંગોને માંગલ્યકારી પ્રસંગો કહેવામાં આવે છે.

ધીરજલાલ—એ બધા ખરેખરા મંગળીક છે કે અપ મંગળીક છે?

મોતિલાલ—તત્ત્વદૃષ્ટિએ નિહાળતા તેનો પણ અસ્ત છે માટે તે અપ મંગળીક કહેવાય.

ધીરજલાલ—ત્યારે સત્યમય મંગળીક વસ્તુ કઇ કઇ છે?

મોતિલાલ—અરિહંત દેવ, સિદ્ધ પરમાત્મા, અને સર્વ સાધુજીનું સ્મરણ તથા કેવળી પ્રરૂપેલ સત્ય ધર્મનું આરાધન એ ચાર વસ્તુ ખરેખરી મંગળીક છે. કે જે મંગળીક કોઇ દિવસ અપમંગળીક થવાનુંજ નથી.

ધીરજલાલ—આ લોકની અંદર ઉત્તમમાં ઉત્તમ વસ્તુ કઇકઇ છે?

મોતિલાલ--અરિહંત દેવ, સિદ્ધ પરમાત્મા, સર્વ સાધુજી, અને કેવળી પ્રરૂપેલ સત્ય ધર્મ એ ચાર વસ્તુ આ લોકમાં ઉત્તમ ગણાય છે ( તત્વદૃષ્ટિએ ) કે જે ઉત્તમ વસ્તુ કોઇ દિવસ લઘુતાને પ્રાપ્ત થઇ શકતી નથી.

ધીરજલાલ--જીવને અંત સમયે કોનું શરણુ હીતકારી છે?

મોતિલાલ—અરિહંત દેવ, સિદ્ધ પરમાત્મા, સર્વ સાધુજી, અને કેવળી પ્રરૂપેલા ધર્મનું જ શરણુ અંતે આ જીવ ને હિત-કારી છે.

ધીરજલાલ—ત્યારે શું માબાપ સ્ત્રી પુત્ર પરિવાર ઇત્યાદિનું શરણુ તે સાચું શરણુ કેમ ન કહેવાય ?

મોતિલાલ—તેનું શરણુ માત્ર સ્વાર્થમય દુનીયાંની અંદર પોતાનો સ્વાર્થ સરે ત્યાં સુધી જ ટકી રહે છે. તે પણુ ચળાચળ સ્થિતિમાં દ્રષ્ટિગોચર થાય છે. પણુ ઉપરોક્ત શરણ તો જીવ ને આ લોક અને પરલોક એમ ઉભય પ્રકારે શાન્તિ દાયક છે માટે તેજ સાચું શરણુ કહેવાય.

ધીરજલાલ—ઉપરોક્ત કહ્યા મુજબ ચાર મંગળીક, ચાર ઉત્તમ, અને ચાર શરણુ વિગેરે ધારણુ કરવાથી આત્માને શું ફાય-દો થાય ?

મોતિલાલ—આત્માને જે કર્મ રૂપી મેલ જામી ગયો છે તે મેલ ક્રમે ક્રમે દૂર થઇ જવાથી આત્મા કર્મ રહીત બની મોક્ષનાં સુખ પ્રાપ્ત કરવા માટે ભાગ્યશાળી બને છે.

ધીરજલાલ—મીત્ર ! હવે હું રજા લઇશ. આપની મારા પ્રત્યેની ઉત્તમ લાગણી માટે ઉપકાર માનું છું.

મોતીલાલ—બંધુ ! એમાં મેં મારી ફરજ સિવાય વિશેષ કાંઇપણુ કર્યુંજ નથી

ધીરજલાલ—જયજીનેંન્દ્ર.

મોતીલાલ—જયજીનેંન્દ્ર

---

જે ચત્તારી મંગળને પાઠ બોલીને 'ઇચ્છામી ઠામી કાઉસંગં' નો આખો પાઠ બોલ્યા પછી 'ઇરીયાવહી'નો પણ આખો પાઠ બોલી જવો. ને ત્યારપછી શ્રમણ સૂત્રની શરૂઆત કરવી.

---

## શ્રમણ સૂત્ર.

### પહેલું સૂત્ર.

ઇચ્છામિ—ઇચ્છું છું. પડિક્કમિઉં—પાપનું નિવારણ કરવાને. **પગામસિજાએ**—ઘણું સુવાણું હોય. **નિગામસિજાએ**—ઘણે પાથરણે સુવાણું હોય. **સંથારઉવ્વટણાએ**—સુતાંસુતાં વગર પુંજે પડખું ફેરવ્યું હોય. **પરિયટણાએ**—વારેવારે એ રીતે પડખાં ફેરવ્યા હોય. **આઉંટણાએ**—હાથપગ સંકોચ્યા હોય. **પસાયણાએ**—હાથપગ પુંજયાવિનાં લાંબા કર્યા હોય. **છપઇસંઘટણાએ**—છપગી જૂ વિગેરે ને કચરેલ હોય. **કુઇએકકરાઇએ**—ઉઘાડે મોઢે બોલાણું હોય **છીએ**—ઉઘાડે મોઢે છીંક ખાધી હોય. **જંભાઇએ**—ઉઘાડે મોઢે બગાસું ખાધું હોય. **આમોસે**—પુંજયા વગર ખણ્યું હોય. **સસરખામોસે**—સચેત રજે ખરડાએલ વસ્ત્રાદિકનો સ્પર્શ કર્યો હોય. **આઉલમાઉલાએ**—આકુળ વ્યાકુળ થયો હોય. **સુવણ વત્તીયાએ**—સ્વપ્નાં મા વિચીત્ર પ્રકારનાં રૂપ દીઠા હોય. **ઈથીવિપરિયાસિયાએ**—સ્ત્રી સંગાથે સ્વપ્નામાં ભોગ ભોગવ્યો હોય (સ્ત્રીએ '**પુરૂષવિપરીયાસિયાએ**'—પુરૂષ સંગાથે ભોગ ભોગવ્યો હોય. એમ બોલવું જોઇએ) **દિઠિવિપરીયાસિયાએ**—સ્વપ્નામાં સ્ત્રી સંગાથે દ્રષ્ટીથી ક્રિડા કરી હોય. **મણવિપરિયાસિયાએ**—સ્વપ્નવસ સ્થિતિમાં સ્ત્રી સંગાથે મનથી ભોગ ભોગવ્યો હોય. **પાણભો-**

યણ વિપરિયાસિયાએ—પાણી ભોજન સ્વપ્નામાં કીધા હોય. જોમેદ્દવસીઓ—જેમને દિવસ સબંધી અઈયારકઓ—અતિચાર લાગ્યા હોય. તસ્સમિચ્છામિ દુક્કડં—તે પાપ નિષ્ફળ થાજો.

---

## બીજું સૂત્ર.

પડિકમામિ—પાયનું નિવારણ કરૂં છું. ગોચર ગચરિયાએ—ગાયની પઠે થોડો આહાર લેવા જતા. ભિખાયરિયાએ—ભીક્ષા માગવાં જતાં. ઉઘાડકમાડ—અડધું કમાડ ઉઘાડયું હોય. ઉઘાડણાએ—આખું કમાડ ઉઘાડયું હોય. સાણા કુતરા. વચ્છા—વાછરડાં. દારા—બાળક. સંઘટણાએ—અડીને કે ઓળંગીને જવાણું હોય. થંડીપાહુડીયાએ—બીજા કોઇને વાસ્તે રાખેલ લીધું હોય. બલીપાહુડીયાએ—બળીદાન સારૂ બાકળા કર્યા હોય તે લીધા હોય. ઠવણાપાહુડીયાએ—ભીખારી માટે રાખી મુકેલું લીધું હોય સંકીયેસહસાગારે—સંકા પડયા છતાં બળાત્કાર કરવાથી લેવું પડયું હોય. અણેસણાએ—અજાણતા અસૂજતો આહાર લીધો હોય. પાણેસણાએ—તેવી રીતે પાણી લીધું હોય. અણભોયણાએ—દોષવાળો આહાર વાપર્યો હોય. પાણ ભોયણાએ—દોષવાળું પાણી વાપર્યું હોય. બીયભોયણાએ—બીજ સહીત (સચેત)ભોજન લીધું હોય. હરીયભોયણાએ—લીલોતરી સહીત (સચેત) ભોજન લીધું હોય. પચ્છા કમ્મિયાએ—આહાર વહોરાવ્યા પછી કાંઇ દોષ લાગ્યો હોય. પુરેકમ્મિયાએ—આહાર લીધા પહેલા કોઇ દોષ લગાડયો હોય. અદિઠહડાએ—નજરે ન દેખાય

સ્થાંથી લાવી દીધેલું હોય. દગસંસઠહડાએ--કાચા પાણીનો સ્પર્શ કરી દીધેલો આહાર લીધો હોય. રયસંસઠહડાએ--સચેત રજનાં સ્પર્શવાળું લીધું હોય. પારિસાઠણિયાએ--ઘણો આહાર લઈને પછી નાખી દીધો હોય. પારિડાવણિયાએ--ખાવો થોડો ને નાખીદેવો ઘણો એવો આહાર લીધો હોય. ઉહાસણભિખાએ--વારંવાર વસ્તુ માગી લીધી હોય. જંઉગમેણ--જે દોષ વહોરાવનારથી લાગ્યા હોય ઉપાયણેસણાએ--પોતાથકી જે દોષ લાગ્યા હોય. અપડિસુદ્ધ--એવા અ કલ્પનિક આહાર પાણી. પડિગાહિયં--લીધાં હોય. પારભુતંવા--ભોગવ્યાં હોય. જંનપરિઠવિથ--જે નાંખી દેવા યોગ્ય હોય તે નાંખી દીધું ન હોય. તસ્સમિચ્છામિ દુક્કડં--તે પાપ નિષ્ફળ થાજો.

---

## ત્રીજું સૂત્ર.

---

પડિકમામિ--પાપનું નિવારણ કરૂં છું. ચઉકાલં--ચારવખત ( સવારે, સાંજે, આગલી રાત્રે પાછલી રાત્રે ) સઝાયસ અકરણિયાએ--સઝાય પાઠ ન કર્યા હોય. ઉભયકાલ--બે વખત ( સાંજને સવાર ) ભંડાવગરણસ--ભંડ ઉપગરણ ( વસ્ત્ર પાત્રાદિકને ) અપડિલેહણાએ--નજરે જોયા ન હોય. દુપડિલેહણાએ--માઠીરીતે જોયા હોય. અપમજજણાએ--પોંજયા ન હોય. દુપમજજણાએ--માઠી રીતે પોંજયા હોય. અઈક્કમ્મે અતિક્રમ એટલે પાપ કરવાની વિચાર કર્યો હોય. વઈક્કમ્મે--વ્યતિક્રમ કીધો હોય. ( પાપ કરવાની તૈયારી કીધી હોય ) અઇયારે--અતિચાર તે

વરતુ કરવા લાગ્યો હોય—અણાચારે—અનાચાર એટલે તે પાપ કીધું જોમેદેવસિઓ——જે મેં દિવસ સબંધી અઈયારોકઓ——પાપકીધું હોય. તસ્સમિચ્છામિદુક્કડં——તે પાપ નિષ્ફળ થાજો.

---

## ચોથું સૂત્ર.

પાડકમામિ——પાપનું નિવારણ કરૂં છું.—એગવિહે—એક પ્રકારે અસંજમે——અવૃતમય અસંજમપણું. પડિકમામિ——નિવર્તું છું. દોહિંબંધણેણં—બે પ્રકારનાં બંધનથી.રાગબંધણેણં—પ્રિતીબંધન દોસબંધણેણં——દ્વેષ બંધન. પડિકમામિ—નિવર્તું છું. તિહિંદંડેહિં—ત્રણ પ્રકારનાં દંડથી. મણદંડેણં—અસુભ મનનો દંડ. વચદંડેણં——વચનનો દંડ. કાયદંડેણ—કાયાનો દંડ. પડિકમામિ—નિવર્તું છુ. તિહિંગુત્તીહં——ત્રણ પ્રકારની ગુપ્તિ. મણગુત્તીએ——મનને અસુભ પરિણામમાં જવા દેવું નહિં. વયગુત્તીએ——શુભ વચનને ગોપવવું. કાયગુત્તીએ——કાયાને ગોપવી રાખવી તે. પડિકમામિ——નીવર્તું છું. તિહંસલ્લેહિ——ત્રણ પ્રકારનાં શૈલ્યથા માયા સલ્લેણં——કપટ કરવું તે શૈલ્ય. નિયાણસલ્લેણં—ક્રિયાનું ફળ માગી લેવું તે શૈલ્ય. મીચ્છાદંસણસલ્લેણં—ખોટો ધર્મ તે શૈલ્ય પડિકમામિ—નિવર્તું છું. તિહિંગારવેહિં ત્રણ પ્રકારનાં ગર્વથી ઈઢીગારવેંણ—નાણાંનો ગર્વ. રસગારવેણ—સ્વાદનો ગર્વ. સાયાગારવેંણ—સાતાકારી શારીરીક સુખનો ગર્વ. પડિકમામિ—નિવર્તું છું. તિહિં વિરાહણાએ—ત્રણ પ્રકારની વિરાધનાથી. નાણવિરાહણાએ—જ્ઞાનમાં ભંગ પાડયો હોય. દંસણાવરાહણાએ—સમકીતમાં ભંગ પાડયો હોય.

**ચરિતવિરાહણાએ**—ચારિત્ર કરણીમાં ભંગ પડયો હોય. **પડિક્કમામિ**—નિવર્તું છું. **ચઉ વિહિં કષાએહિં** -ચાર પ્રકારના કસાયથી. **કોહકસાએણં**—ક્રોધ. **માણકસાએણં**—અભિમાન. **માયા કસાએણં**—કપટ. **લોહ કસાએણં**—લોભ. **પડિકમામી**—નિવર્તું છું. **ચઉહિંસન્નાહિં**—ચાર પ્રકારની સંજ્ઞાથી. **આહાર સન્નાએ**—આહારની ઇચ્છા. **ભયસન્નાએ**—બીક ભોગવવી **મેહૂણ સન્નાએ**—મૈથુનની ઇચ્છા. **પરિગ્રહસન્નાએ**—દોલત વસ્ત્રાદિકની ઇચ્છા. **પાડિકમામિ**—નિવર્તું છુ **ચઉ હિંવિકરણઇથી**—ચાર પ્રકારની પાયમય વિકથાથી. **ઇથીકહાએ**—સ્ત્રી સબંધી સ્રૃંગારી કથા. **ભત્તકહાએ**—ભોજન સારા નરસુ કરવાથી કથા. **દેશકહાએ**—દેશોનું સારા નરસું કહેવાની કથા. **રાયકહાએ**—દાજા વિષે સારા નરમું કરવાની કથા. **પડિકમામિ**—નિવર્તુ છુ. **ચઉહિંઝાણેહિ**—ચાર પ્રકારનાં દયાનથી **અટણંઝાણેણં**—આર્ત ધ્યાન ધરવાથી **રૂદ્દેણં ઝાણેણં**—રાૈદ્રધ્યાન ધરવાથી. **ધમ્મેણંઝાણેણં**—ધર્મ સબધી ધ્યાન ન ધરવાથી **સુકેણંઝાણેણં**—શુકલ ધ્યાન ન ધરવાથી. **પાડિકમામિ**—નિવર્તું છું. **પંચાહિંકિરિયાહીં**—પાંચ પ્રકારની ક્રિયા લાગે છે તેથી. **કાઈયાએ**—કાયાએ કરી **અહિગરણિયાએ**—અધીકરણથી. **પાઉસીયાએ**—બીજા ઉપર દ્વષ રાખવાથી **પારિતા વણિયાએ**—બીજાને પરિતાપ ઉપજાવવવાથી **પાણાઈ વાય કિરીયાએ**—જીવહિંસા કરવાથી. **પડિકમામિ**—નિવર્તું છું. **પંચકામ ગુણેહીં**—પાંચ પ્રકારના કામ વવવાનાં ગુણથી **સદ્દેણ**—યબ્દથી. સંગાહી ગીતગન ગાવાથી **રૂવેણં**—રૂપ નિરખવાથી **રસેણં**—સ્વાદ લેવાથી **ગંધેણં**—સુગં-

ધીઓથી. ફાસેણું—સારા સારા સ્પર્શ અંગીકાર કરવાથી. પડિક્-મામિ—નિવર્તુ છું. પંચહિં મહવ્વએહિં—પાંચ મહાવ્રતને વિષે દોષ લાગવાથી. પાણાઇવાયાઓ વેરમણું—હિંસા કરવાથી નિવર્તુ છું. મુસાવાયાઓ વેરમણું—સર્વથા જુઠું બોલવાથી નિવર્તુ છું. આદિન્ના દાણાઓ વેરમણું—અણુદીધેલું લેવાથી સર્વથા નિવર્તુ છું. મેહુણાઓ વેરમણું—મૈથુનથકી નિવર્તુ છું. (પ્રાયશ્ચિત લેઉં છું.) પરિગહાઓ વેરમણું—દોલત રાખવાથી નિવર્તુ છું. પડિક-મામિ—નિવર્તુ છું. પંચહિં સુમિએહિં—પાંચ પ્રકારની સમતીને વિષે દોષ લાગ્યો હોય તેથી. ઇરિયા સુમિએ—રસ્તે ચાલતા જોઇને ચાલવું તે સમતિ. ભાષા સુમિએ—બોલતા દોષ ન લાગે તે સમતિ. એસણાં સુમિએ—દોષ રહિત આહાર લેવો તે સમતિ. આયાણ ભંડમત્ત નિખેવણા સુમિએ—ભંડો ઉપગરણને જતનાએ લેવા મુકવા તે સમતિ. ઉચ્ચાર પાસવણ ખેળ સંઘાણ જલ પારિ-ઠાવણિયા સુમિએ—દસ્ત, પેશાબ, બળખો, લીંટ, મેલ વિગેરેને જતનાએ પરઠવું તે સમતિ. પડિકમામિ—નિવર્તુ છું. છહિં જીવની કાએહિં—૭ પ્રકારનાં જીવની જાતને વિષે દોષ લાગ્યો હોય તેથી. પુઢવી કાએણું—પૃથ્વીની જાત. આઉકાએણું—અપકાય. તેઊકાએણું—અગ્નિકાય. વાઉકાએણું—વાયુકાય. વણસઇકા-એણું—વનસ્પતીની કાય. તસ્સકાએણું—ત્રસકાય. પડિકમામિ—નિવર્તુ છું. છહિં લેસાહિં—૭ પ્રકારની લેશા. કિન્હલેસાએ—અત્યંત હિંસા કરવાનું મન. નિલલેસાએ—ક્રોધાદિક આદિ દુરાચાર કરવાનું મન. કાઉલેસાએ—વાંકાકાર્ય કર્યા હોય. તેઉલેસાએ—તે જુલેશા. મોક્ષાર્થિના ગુણ હોય તે. પઉમ્હલેસાએ—પદ્મ લેસ્યા. આત્મા ને

ક્રમણા માટે મન વચન કાયાને જીત્યા હોય એવા ગુણ હોય તે. સુક્કલેસ્સાએ—શુક્લલેશ્યા. પડિક્કમામિ—નિવર્તું છું. સતહિં-ભયઠાણેહિં—સાત પ્રકારનાં ભયનાં ઠેકાણાં. અઠહિં મયઠાણેહિં—આઠ પ્રકારનાં મદનાં ઠેકાણાં. નવહિં બંભ ચેર ગુત્તિણું—નવ-પ્રકારનું બ્રહ્મચર્ય. દસવિહેસમણધમ્મે—દસ પ્રકારનો સાધુ ધર્મ. એક્કારસહિં ઉવાસગ પડિમાહિં—અગિઆર પ્રકારની શ્રાવકની પડિમા. બારસ્સહિં ભિખ્ખુપડિમાંહિ—બાર પ્રકારની ભિક્ષુની પડિમા. તેરસહિં કિરિયાઠાણેહિં—તેર પ્રકારની ક્રિયાવડે કર્મ-બંધનનાં ઠેકાણાં. ચઉદ્દસિંહ ભુયગામેહિં—ચૌદ પ્રકારનાં જીવનો જથ્થો. પનરસહિં પરમાહમ્મીએહિં—પંદર પ્રકારનાં અધર્મિ પરમાધામી. સોળસહિં ગાહા સોળ સએહિં—સુયગડાંગ સૂત્રનાં પ્રથમ શ્રુતસ્કંધનાં સોળ અધ્યયન છે. સત્તરસવિહે અસંજમે—સત્તર ભેદે અ સંયમ. અઠ્ઠારસવિહે અબંભે—અઢાર પ્રકારનું અ બ્રહ્મચર્ય. એગુણ વિસાએ નાય જયણેહિં—શ્રી જ્ઞાતાધર્મ કથા સૂત્રનાં પ્રથમ શ્રુત સ્કંધનાં ઓગણીશ અધ્યયન છે. વિસાએ અસ-માહિં ઠાણેહિં—વીસ પ્રકારનાં અસમાધિનાં ઠેકાણાં. એગવિસા એસબળેહિં—એકવીસ પ્રકારનાં સબળા દોષ. બાવીસાએપરિસએ-હિં—બાવીસ પ્રકારનાં પરિસહ. તેવીસાએ સુયગડ જયણેહિં—શ્રી સુયગડાંગ સૂત્રનાં પહેલા બીજા શ્રુત સ્કંધનાં ત્રેવીસ અધ્યયન છે. ચઉ-વીસાએ દેવેહિં—ચોવીસ જાતનાં દેવતા. પચવીસાએ ભાવ-ણાહિં—પચીસ પ્રકારની ભાવનાં. છવીસાએ દસાકપ્પ વ વહા-રેણં ઉદ્દેસણ કાલેણં—છવીસ ઉદેશા તેમાં દશા શ્રુત સ્કંધના ૧૦, બૃહત્કલ્પ ૬, વ્યવ્હાર સૂત્રનાં ૧૦, એકુલ ૨૬, ઉદેશા તે પાળ્યા તથા

સખ્યા ન હોય. સતાવીસાએ અણુગાર ગુણેહિં—સીતાવીસ પ્રકારે સાધુનાં ગુણ છે. અઠ્ઠાવીસાએ આયારપ્પકપ્પેહિં—અઠ્ઠાવીસ સાધુનાં આચાર. એગુણતીસાએ પાવ સુય પસંગેહિં—ઓગણુત્રીસ પ્રકારનાં પાપ સૂત્ર. તીસાએ મોહ મોહણીય ઠાણેહિં—ત્રીસ પ્રકારનાં મહા મોહનીનાં ઠેકાણાં. એગતીસાએ સિદ્ધાઇ ગુણેહિં—એકત્રીસ સિદ્ધ ભગવાનનાં ગુણ. બત્તીસાએ જોગ સંગેહેહિં—બત્રીસ પ્રકારનાં જોગનો સંગ્રહ કરવો. તેત્તીસાએ આસાયણાએ—તેત્રીસ પ્રકારની ગુરૂની અસાતનાંનાં અવિનયને ટાળવો. અરિહંતાણં આસાયણાએ—અરિહંતદેવની અસાતનાં કરી હોય. સિદ્ધાણં આસાયણાએ—સિદ્ધ ભગવાનની અસાતનાં કરી હોય. આયરિયાણં આસાયણાએ—આચાર્યજીની અસાતનાં કરી હોય. ઉવજ્ઝાયાણં આસાયણાએ—ઉપાધ્યાયજીની અસાતનાં કરી હોય. સાહૂણં આસાયણાએ—સાધુજીની અસાતનાં કરી હોય. સાહુણીણં આસાયણાએ—સાધવીજીની અસાતનાં કરી હોય. સાવયાણં આસાયણાંએ—શ્રાવકની અસાતનાં કરી હોય. સાવિયાણં આસાયણાંએ—શ્રાવિકાની અસાતનાં કરી હોય. દેવાણં આસાયણાંએ—ચાર જાતનાં દેવતાની શ્રદ્ધા આણી ન હોય. દેવીણં આસાયણાંએ—દેવતાની દેવીનું ખરાબ બોલી અસાતનાં કરી હોય. ઇહલોગસ્સ આસાયણાએ—આ લોક જે મનુષ્ય તિર્યંચનાં ભવ તેની નાસ્તિ કહી અસાતનાં કરી હોય. પરલોગસ્સ આસાયણાએ—પરલોક જે દેવતા નારકીનાં ભવ તેની નાસ્તી કહી અસાતનાં કરી હોય. કેવળીણં આસાયણાએ—કેવળજ્ઞાનને વિષે શંકા આણી અસાતનાં કરી હોય. કેવળી પુનતસ્સ ધમ્મસ્સ આસાયણાંએ—

કેવળીના પ્રરૂપેલ ધર્મનું માઠું બોલી તેની અસાતનાં કરી હોય. સદેવમણુઆ સુરસ લોગસ્સ આસાયણાએ--દેવતા અને મનુષ્ય સહિત જે લોક તેની શ્રદ્ધા ન આણી અસાતનાં કરી હોય. સવપાણ, ભૂય, જીવ સત્તાણું આસાયણાએ--જીવ જે પ્રાણ, શાશ્વતપણું તથા સત્તા સહિત છે તેની શ્રદ્ધા ન આણી અસાતનાં કરી હોય. કાલસ્સ આસાયણાએ--ત્રણ કાળ નથી એમ અસાતનાં કરી હોય. સુયસ્સ આસાયણાએ--સૂત્ર સિદ્ધાંત વિષે શંકા લાવી અસાતનાં કરી હોય. સુય દેવયાએ આસાયણાએ--સૂત્રદેવ કેતાં શ્રી તિર્થંકર દેવની અસાતનાં કરી હોય. વાયણારિયસ્સ આસાયણાએ--વાંચણી આપનાર આચાર્યજીની અસાતનાં કરી હોય. જંવાઇધં--સૂત્ર આધાપાછા ભણ્યાં હોય. વચ્ચામેલીયં--ઉપયોગ વિના વારંવાર સૂત્ર ભણાએલ હોય. હીણખ્ખરં--ઓછો અક્ષર ભણાયો હોય. અચ્ચખરં--અધિક અક્ષર બોલાણો હોય. પયહીણું--પદ ઓછું બોલાણું હોય. વિણયહિણું--વિનય રહીત ભણાણું હોય. જોગહીણું--ધ્યાન રાખ્યા વિના ભણ્યો હોય. ઘોસહીણું--શુદ્ધ ઉચ્ચાર વિનાં ભણ્યો હોય. સુઠુદિજાં--સારૂં જ્ઞાન અવનિત ને દેવાણું હોય. દુઠુ પડિછીયં--પ્રમાદ સહિત આળસે ભણાણું હોય. અકાળે કઓ સઝાઓ--અકાળે સઝાય કરી હોય. કાળે ન કઓ સઝાઓ--સઝાય કરવાનો વખત હોય ત્યારે સઝાય કરી ન હોય. અસઝાએ સઝાયં--અપવિત્ર જગ્યામાં સઝાય કરી હોય. સઝાઇએ ન સઝાયં--સઝાય કરવાનો બરાબર વખત છે તે વખત સઝાય ન કરી હોય. તસ્સમિચ્છામિદુક્કડં--તે સર્વ ખોટું કીધેલું નિષ્ફળ થાઓ.

---

# પાંચમું સૂત્ર.

નમો ચોવીસાએ તિથ્થયરાણું—ચોવીસ તિર્થંકર દેવને નમસ્કાર હોજો. ઉસભાઈ મહાવીર—ઋષભદેવ સ્વામીથી મહાવીર સ્વામી સુધી. પજ્જવસાણાણું—સેવા ભક્તિ કરૂંછું. ઇણમેવ નિગ્ગંથં—એવા નિગ્રંથનો. પાવયાણું—પ્રરૂપેલ. સચ્ચં—સાચો. અણુત્તરં—સર્વથી ઉત્તમ. કેવળીયં—કેવળ જ્ઞાનીનો બતાવેલ. પડિપુન્નં—પ્રતિપૂર્ણ. નેયાઉયં—ન્યાયકારક. સંસુદ્ધં—બરાબર શુદ્ધ. સલ્લકત્તાણું—શલ્ય—વહેમનો કાપનાર. સિદ્ધિમગ્ગં—એવો સિદ્ધ થવાનો માર્ગ. મુત્તિમગ્ગં—કર્મથી મુકાવાનો માર્ગ. નિજ્જાણુ મગ્ગં—કર્મનો છેડો આવવાનો માર્ગ. નિવ્વાણ મગ્ગં—કર્મ નિવારીને સિતળ થવાનો માર્ગ. અવિતહ—એના વિષે. મવિસંધિ—સંદેહ રાખવો નહિં. સવ્વ દુખ્ખપ હીણ મગ્ગં—સઘળાં દુઃખ મટાડવાનો માર્ગ છે. ઇથ્થંઠિયાજીવા—એને વિષે રહેલા જીવ. સિઝંતિ—સિદ્ધ થશે. બુઝંતિ—બુઝશે. મુચ્ચંતિ—કર્મથી મુકાશે. પરીનિવાયંતિ—કર્મ નિવારીને શીતળભૂત થશે. સવ્વ દુખાણં મંતં કરંતિ—સર્વ દુઃખનો અંત કરશે. તં ધમ્મં—તે ધર્મ. સદ્દહામિ—શ્રધ્ધું છું. પત્તિયામિ—પ્રતિતિ આણુંછું. રોએમિ—રૂચવું છું. ફાસેમિ—સ્પર્શ કરૂંછું. પાળેમિ—પાળુંછું યા તો વર્તુછું. અણુપાળેમિ—વિશેષે પાળુંછું. તધમ્મ—તે ધર્મ. સદ્દહંતો—બીજાનો શ્રદ્ધા લેવરાવતો. પત્તિયંતો—પળાવતો. રોચંતો—રૂચવતો. ફાસંતો—સ્પર્શ કરાવતો. પાળંતો—પળાવતો. અણું પાળંતો—વિશેષ પળાવતો. તસ્સ ધમ્મસ્સ—તે ધર્મ. કેવલી પન ત્તસ્સ—કેવળીનો પ્રરૂપેલ તેને. અબ્ભુઠિઓમિ આ-

રાહણાએ—આરાધવા માટે હું તૈયાર થયો છું. વિરોમિ વિરા-હણાએ—તેની વિરાધના કરવાથી નિવર્તું છું. અસંયમ પરિયા-ણામિ—અસંયમ ને છાંડુછું. સંયમ ઉવ સંપ જામિ—સંય-મને અંગિકાર કરૂંછું. અબંભં પરિયાણામિ—અબ્રહ્મચર્યને છાં-ડુછું. બંભઉવસંપજામિ—બ્રહ્મચર્યને અંગિકાર કરૂંછું. અકપ્પં પરિયાણામિ—અયોગ્ય લેવાનું છાંડુંછું. કપ્પં ઉવસંપજામિ—યોગ્ય લેવાનું અંગિકાર કરૂંછું. અન્નાણું પરિયાણામિ—અજ્ઞાનને છાંડુછું. નાણુંઉવસંપજામિ—જ્ઞાનને અંગિકાર કરૂંછું. અકિરિયં પરિયાણામિ—અક્રિયામય ખોટી કરણીને છાંડુંછું. કિરિયં ઉવ-સંપજામિ—સુકૃત અંગિકાર કરૂંછું. મિ છ્ત્તં પરિયાણામિ—મિ-થ્યાત્વને છાંડુંછું. સમંતં ઉવસંપજામિ—સમકિતને અંગિકાર કરૂંછું. અમગ્ગં પરિયાણામિ—ઉનમાર્ગને છાંડુંછું. મગ્ગં ઉવ-સંપજામિ—મોક્ષમાર્ગને અંગિકાર કરૂંછું. જંસંભરામિ—જે મને સાભરે છે. જંચન સંભરામિ—જે મને નથી સાભરતું. જં-ચપડિકમામિ—જેનું પ્રાયશ્ચિત લીધું છે. જંચનપડિકમામિ—જેનું પ્રાયશ્ચિત ન લીધું હોય. તસ્સ—તે. સવ્વસ્સ—સર્વ. દેવ સિયસ્સ—દિવસ સંબંધી કીધેલા. અઇઆરસ્સ—અતિચાર પા-પનાં. પડિકમામિ—પ્રાયિશ્ચિત કરૂંછું. સમણોહં—શ્રમણ છું. સંજયં—સંજતી છું. વિરય—સંસારથી વિરકત થયો છું. પ-ડિહય—હણ્યા છે. પચ્ચખાય—બંધી કરીને. પાવકમ્મે—પાપ-કર્મને. અનિયાણો—નીયાણા રહિત. દિઠિ સંપન્નો—સમકિત દૃષ્ટિ સહિત છે. માયા—કપટ. મોસં—જુઠાપણું. વીવજઓ—તજી દીધું છે, વરજી દીધું છે. અઢાઇજેસુ—જે અઢી. દીવસમુ-

દ્દેસુ—દ્વીપ સમુદ્ર છે તેને વિષે. પનરસકમ્મ ભૂમીસુ—પંદર કર્મ ભૂમી ક્ષેત્રને વિષે. જાવંતી—જેટલા. કેઈ--કોઈ. સાહૂ—સાધુ. રયહરણ---રજોહરણ જેથી રજ કાઢી શકાય છે. ગુચ્છ—ગુચ્છો. પડિગ્ગહ--પાત્રાંના. ધારા--ધરણહાર છે. પંચમહવ્વય. ધારા--પાંચ મહાવ્રતનાં ધરણહાર છે. અઠારસસહસ્સ--અઢાર હજાર. સીલંગરથધારા--બ્રહ્મચર્યના શ્લોકરૂપી રથના ધરનાર છે. અખય આયાર ચરિત્તા—અક્ષય છે જેનાં આચાર, અને ચારિત્ર. તે સવ્વે--તે સર્વને. સિરસા—મસ્તક નમાડીને મણસા—મને કરી. મથએણ વંદામી—મસ્તકે કરી નમુંછું.

---

## પાંચ શ્રમણ સૂત્ર વિષેનો સંવાદ

---

**લીલાધર**—મીત્ર ગાંડુલાલ ! પ્રતિક્રમણમાં શ્રમણ સૂત્ર બોલવું હોય તો બોલી શકાય કે નહિ ?

**ગાંડુલાલ**—બંધુ લીલાધર ! એ સંબંધી હાલમાં ત્રણ મત વિદ્યમાન છે ૧ કેટલાએક કહે છે કે શ્રમણ સૂત્ર વિના પ્રતિક્રમણ અપૂર્ણ ગણાય. ૨ કેટલાએક કહે છે કે શ્રમણ સૂત્ર બોલવામાં આવે તો કાંઈ હરકત નથી. કદાચ ન બોલે તો પણ ચાલે. પણ પૌષધ વૃત કરનારે તો અવશ્ય બોલવુંજ જોઈએ. ૩ અને કેટલાએક કહે છે કે શ્રમણ સૂત્ર શ્રાવકથી પૌષધ વૃતમાં પણ બોલાય નહિં.

**લીલાધર**—એ ત્રણ પ્રકારની માન્યતામાં કયા પ્રકારની માન્યતા વધારે વજનદાર અને ગ્રહણ કરવા યોગ્ય છે ?

ગાંડુલાલ—બીજા પ્રકારની માન્યતામાં શરૂઆતથી બતાવવામાં આવેલ છે તેમ શ્રમણ સૂત્ર બોલવામાં જ લાભ છે. જરાક છૂટ મળતા વધુ છૂટની ઇચ્છા ઉદયમાન રહે છે. માટે શ્રમણ સૂત્ર અવશ્ય બોલવુંજ.

લીલાધર—શ્રમણ સૂત્રનાં કેટલા વર્ગ પાડવામાં આવેલ છે? અને પહેલું સૂત્ર શા માટે મુકયું છે?

ગાંડુલાલ—એનાં પાંચ વર્ગ પાડવામાં આવેલ છે. ઉંઘમાં લાગેલા દોષોથી વિરક્ત બની ફરીથી તેવા દોષો ન થવા માટે પહેલું સૂત્ર મુકવામાં આવેલ છે.

લીલાધર—વહોરવા અને વહોરાવવાની વિધીનું ઉત્તમ શિક્ષણ પ્રદર્શક કેટલામું સૂત્ર છે?

ગાંડુલાલ—બીજું સૂત્ર છે.

લીલાધર—વહોરવા અને વહોરાવવાની અત્યુત્તમ રીતભાત કેટલા દોષ રહીત હોવી જોઇએ?

ગાંડુલાલ—બેંતાલીસ, સુડતાલીસ, કે છન્નુ દોષ રહિત હોવી જોઇએ.

લીલાધર—ત્રીજું સૂત્ર શા માટે મુકયું છે?

ગાંડુલાલ—ચાર વખત સઝાય ન થઇ હોય તો તેની આળવણાં લેવા માટે મુકયું છે.

લીલાધર—પાંચ સમતી અને ત્રણ ગુપ્તિને જાળવી રાખી સાધુ જીવન ગુજારવા માટે અને તેમાં લાગેલા દોષોથી વિરક્ત થવા માટે કેટલામું સૂત્ર છે?

ગાંડુલાલ—ચોથું સૂત્ર.

લીલાધર—પાંચમું સૂત્ર શા માટે મુકયું છે ?

ગાંડુલાલ—કેવળીનાં પ્રરૂપેલ ધર્મની સંપુર્ણ પ્રતિત આણી તે ધર્મ ગ્રહણ કરવા માટે મુકયો છે.

---

## પહેલા ખામણાં.

પહેલા ખામણાં પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે જયવંતા તિર્થંકર દેવ બિરાજે છે. તે જઘન્ય તિર્થંકર ૨૦, અને ઉત્કૃષ્ટા ૧૬૦ તેને મ્હારી ત્હમારી સમય સમયની વંદણા હોજો. હવે વીસ તિર્થંકરનાં નામ કહે છે. ૧ શ્રી મંદીર સ્વામી. ૨ શ્રી જુગમંદીર સ્વામી. ૩ શ્રી બાહુ સ્વામી. ૪ શ્રી સુબાહુ સ્વામી. ૫ શ્રી સુજાતનાથ સ્વામી. ૬ શ્રી સ્વયંપ્રભુ સ્વામી. ૭ શ્રી ઋષભાનંદ સ્વામી. ૮ શ્રી અનંતવીર્ય સ્વામી. ૯ શ્રી સુરપ્રભુ સ્વામી. ૧૦ શ્રી વિશાળ પ્રભુ સ્વામી. ૧૧ શ્રી વજ્રધરસ્વામી. ૧૨ શ્રી ચંદ્રાનન સ્વામી. ૧૩ શ્રી ચંદ્રબાહુ સ્વામી. ૧૪ શ્રી ભુજંગદેવ સ્વામી. ૧૫ શ્રી ઇશ્વર સ્વામી. ૧૬ શ્રી નેમપ્રભુ સ્વામી. ૧૭ શ્રી વિરસેન સ્વામી. ૧૮ શ્રી મહાભદ્ર સ્વામી. ૧૯ શ્રી દેવજસ સ્વામી. ૨૦ અને શ્રી અજીતસેન સ્વામી. તે સ્વામી કેવા છે ? મ્હારા ત્હમારા મન મનની, ઘટ ઘટની, અને સમય સમયની વાત જાણી દેખી રહ્યા છે. ચૌદ રાજલોક અંજલી જળ પ્રમાણે દેખી રહ્યા છે. અનંતુ જ્ઞાન છે, અનંતુ દર્શન છે, અનંતુ ચારીત્ર છે, અનંતુ તપ છે, અનંતુ ધીરજ છે, અનંતુ વીર્ય છે, ખટે ગુણે કરી સહીત છે, ચોત્રીસ અતિશયે કરી બિરાજમાન છે, પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણી ગુણે કરી સહિત છે, એક હજારને અષ્ટ ઉત્તમ લક્ષણે કરી સહીત છે, અઢાર દોષ રહીત છે, બાર ગુણે કરી સહીત છે, ચાર ઘનઘાતી

કર્મ ક્ષય કર્યાં છે, બાકીનાં ચાર કર્મ પાતળાં પાડયા છે, મુક્તિ જવાનાં કામી થકા વિચરે છે, ભવ્ય જીવનાં સંદેહ ભાગે છે, સજોગી, સશરીરી, કેવળજ્ઞાની, કેવળ દર્શની, જથાખ્યાત ચારિત્રનાં ધરણહાર છે, ક્ષાયક સમકિત, શુકલ ધ્યાન, શુકલ લેશ્યા, શુભ ધ્યાન, શુભ જોગ, ચોસઠ ઈંદ્રનાં વંદનીક પૂજનિક અર્ચનિક છે, પંડિત વીરજ એ આદિ અનંત ગુણે કરી સહીત છે. ધન્ય તે સ્વામિનાથ ગામાગર નગર રાયહાણી પુર પાટણ એક ગામથી બીજે ગામ વિહાર કરતા હશે ત્યાં જીનેંદ્ર દેવરૂપિ સૂર્ય આગળથી ચાલે, તેની વાંસે ગણધર ચાલે, તે વાંસે શેષ સાધુ ચાલે, સ્વામીજી પગ ધરે ત્યાં લાખ પાંખડીનું પદ કમળફુલ થઈ આવે, પાછો પગ ઉપાડે ત્યારે વિસરાળ થઈ જાય, નદી નાળાં આવે ત્યાં પાજ બંધાય જાય, ખાડા ખાબોચીયા આવે ત્યાં જમીન સરખી થઇ જાય. કાંટા સમે મુખે હોય તો ઉંધે મુખે થઇ જાય સ્વામીજી હજારો ગાઉનો વિહાર કરી બાગ બગીચામાં વનપાળની આજ્ઞા લઇ સમોસરે, દેવતા આવી ત્રગડા ગઢની રચનાં કરે, ચાર દિશાએ ચાર દરવાજા થઈ આવે, સમોસરણને મધ્ય ભાગે ફટક રત્નનું સિંહાસન થઇ આવે, બારગણું અશોક વૃક્ષ થઇ આવે, અંબોડાને સ્થળે ભા મંડળ થઇ આવે, ઉપર ચોવીશ જોડા ચામરનાં થઈ આવે, વનપાળ જઇ રાજાદિકને વધામણી આપે, બાર પ્રકારની પ્રખદા વ્યાખ્યાન વાણી સાંભળે, સૌ સૌ પોત પોતાની ભાષામાં સમજી જાય. ભવનપતિ અને તેની દેવી, જ્યોતિષી અને તેની દેવી, વૈમાનિક અને તેની દેવી, મનુષ્ય અને મનુષ્યણી, તિર્યંચ અને તિર્યંચણી એ બાર પ્રકારની પ્રખદા વ્યાખ્યાન વાણી સાંભળતા કોઈ કોઇનું વેર ઉલશે નહિ. ધન્ય તે મહારાજ જ્યાં જ્યાં દેશના દેતા

થકા વિચરતા હશે ત્યાં ત્યાં રાઇસર, તલવર, માડંબિ, કોડંબિ, શેઠ સેનાપતિ, ગાથાપતિ સ્વામીની દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન દેદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે, અશનાદિક ચઉદ પ્રકારનું દાન દઇ કર પવિત્ર કરતા હશે તેને ધન્ય છે. સ્વામિનાથ તમે પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજો છો. હું મોક્ષાભિલાષિ અત્રે બેઠો છું. આપના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપને વિષે અવિનય, અસાતના, અભકિત, અપરાધ કર્યો હોય તો મન વચન કાયાએ કરી હાથ જોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી ખમાવું છું. ( આ સ્થળે ત્રણ વખત તિખ્ખુતોનો પાઠ કહેવો. )

---

## પહેલા ખામણાં વિષેનો સંવાદ

---

ચંપકસેન—મીત્ર વિજયસેન! પ્રતિક્રમણમાં શ્રમણ સૂત્ર પછીનો કયો પાઠ આવે છે? અને તે પાઠ શામાટે મુકયો છે?

વિજયસેન—બંધુ ચંપકસેન! શ્રમણ સૂત્ર પછી પહેલા ખામણાંનો પાઠ આવે છે; અને તે પાઠ શ્રી અરિહંત દેવની વિસ્તારપણે સ્તુતિ કરી તેમનાં પ્રત્યેનાં થએલ અવિનય માટે ક્ષમા ચાહવા સારૂ મુકવામાં આવેલ છે.

ચંપકસેન—શ્રી અરિહંત દેવ હાલમાં કયે સ્થળે બિરાજે છે?

વિજયસેન—શ્રી પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજે છે.

ચંપકસેન—શ્રી પંચ મહાવીદેહ ક્ષેત્રમાં હાલ કેટલા અરીહંત દેવ વીહરમાન છે?

વિજયસેન—જઘન્ય ૨૦, અને ઉત્કૃષ્ટા ૧૬૦.

ચંપકસેન—જઘન્ય અને ઉત્કૃષ્ટા એટલે શું?

વિજયસેન—જઘન્ય એટલે થોડામાં થોડા અને ઉત્કૃષ્ટા એટલે વધુમાં વધુ.'

ચંપકસેન—શ્રી અરિહંત દેવ ખાય શું?

વિજયસેન—સાધુની પેઠે અચેત આહાર.

વિજયસેન—શ્રી અરિહંત દેવનાં ઓઝસમાં મુખ્યત્વે કરીને કયા સદ્‌ગુણુનો આવિર્ભાવ પ્રદર્શિત થઇ રહે છે?

વિજયસેન—સૌમ્ય નામનાં સદ્‌ગુણુનો.

ચંપકસેન—મીત્ર વિજયસેન! આપનું ધાર્મિક જ્ઞાન કહી આપે છે કે આપ ખરેખર ઉંચ સંસ્કારી અને ચાતુર્યવંત છો. આપની મારા પ્રત્યેની અત્યુત્તમ લાગણી માટે ઉપકાર માની હવે હું જવાની રજા લઇશ.

વિજયસેન—મીત્ર! આપ પણુ જીજ્ઞાસુ હઇ મને અત્યાનંદ ઉત્પન્ન થયો છે.

ચંપકસેન—જયજીનેંન્દ્ર.

વિજયસેન—જયજીનેન્દ્ર.

# બીજા ખામણાં.

—(•)—

બીજા ખામણાં અનંતાસિદ્ધ ભગવંતજીને કરૂંછું. તે ભગવંતજીના ગુણગ્રામ કરતાં જઘન્ય કર્મની કોડું ખપે, અને ઉત્કૃષ્ટો રસ ઉપજે તો આ જીવ તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જે.

આ ચોવીશીનાં નામ—૧ શ્રી ઋષભદેવ સ્વામી, ૨ શ્રી અજીતનાથ સ્વામી, ૩ શ્રી સંભવનાથ સ્વામી, ૪ શ્રી અભિનંદન સ્વામી, ૫ શ્રી સુમતિનાથ સ્વામી, ૬ શ્રી પદ્મપ્રભ સ્વામી, ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી, ૮ શ્રી ચંદ પ્રભ સ્વામી, ૯ શ્રી સુવિધીનાથ સ્વામી, ૧૦ શ્રી શીતળનાથ સ્વામી, ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી, ૧૨ શ્રી વાસુપૂજ્ય સ્વામી, ૧૩ શ્રી વિમળનાથ સ્વામી, ૧૪ શ્રી અનંતનાથ સ્વામી, ૧૫ શ્રી ધર્મનાથ સ્વામી, ૧૬ શ્રી શાંતિનાથ સ્વામી, ૧૭ શ્રી કુંથુનાથ સ્વામી, ૧૮ શ્રી અરનાથ સ્વામી, ૧૯ શ્રી મલ્લિનાથ સ્વામી, ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી, ૨૧ શ્રી નમીનાથ સ્વામી, ૨૨ શ્રી નેમનાથ સ્વામી, ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી, અને ૨૪ શ્રી મહાવીર સ્વામી. તે એક ચોવીશી અનંત ચોવીશી અનંતા ભેદે સીઝી બુઝી આઠે કર્મ ક્ષય કરી મોક્ષ પધારેલ છે. તે આઠ કર્મ ક્યા ૧ જ્ઞાનાવરણી, ૨ દર્શનાવરણી, ૩ વેદની, ૪ મોહની, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર, અને ૮ અંતરાય. એ આઠ કર્મ ક્ષય કરી મુક્તિ શિલાએ પહોચ્યા છે. તે મુક્તિશિલા ક્યાં છે? સમ પૃથ્વિથી સાતસેં નેવું જોજન ઉંચપણે તારા મંડળ આવે, ત્યાંથી દસ જોજન ઉંચપણે સૂરજનું વિમાન આવે, ત્યાંથી એંસી જોજન ઉંચપણે ચંદ્રમાનું વિમાન આવે, ત્યાંથી ત્રણ જોજન ઉંચપણે

શનીશ્ચરનો તારો આવે તે ઉપર ચાર જોજન ઉંચપણે નક્ષત્રનું વિમાન આવે, ત્યાંથી ચાર જોજન ઉંચપણે બુધનો તારો આવે, તે ઉપર ત્રણ જોજન ઉંચપણે શુક્રનો તારો આવે, ત્યાંથી ત્રણ જોજન ઉંચપણે બ્રહસ્પતિનો તારો આવે, ત્યાંથી ત્રણ જોજન ઉંચપણે મંગળનો તારો આવે, એમ નવસેં જોજન લગે જ્યોતીષ ચક્ર છે. તે ઉપરાંત અસંખ્યાતા જોજન ક્રોડાક્રોડી ઉંચપણે બાર દેવલોક આવે. ૧ સુધર્મા, ૨ ઇશાન, ૩ સનંત કુમાર, ૪ મહેંદ્ર, ૫ બ્રહ્મલોક, ૬ લાતંક, ૭ માહાશુક્ર, ૮ સહસાર, ૯ આણુત, ૧૦ પ્રાણુત, ૧૧ આરણ, અને ૧૨ અચ્યુત. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉપર નવ ગ્રિવૈક વિમાન છે. ૧ ભદે, ૨ સુભદે, ૩ સુજાએ, ૪ સુમાણસે, ૫ પ્રીયદંસણે, ૬ સુ દંસણે, ૭ આમોહે ૮ સુપડીબધ્ધે, અને ૯ જસોધરે. પહેલી ત્રીકમાં એકસો અગિઆર વિમાન છે, બીજી ત્રીકમાં એકસો સાત વિમાન છે, અને ત્રીજી ત્રીકમાં એકસો વિમાન છે. ત્યાંથી અસંખ્યાતા જોજન ઉંચપણે પાંચ અનુત્તર વિમાન છે. તેનાં નામ. ૧ વિજય, ૨ વિજયંત, ૩ જયત, ૪ અપરાજીત, અને ૫ સ્વાર્થ સિદ્ધ. તે સ્વાર્થસિદ્ધ મહા વિમાનની ધ્વંજા થકી બાર જોજન ઉંચપણે મુક્તિ શિલા છે. તે મુક્તિ શિલા કેવી છે ? પિસતાલીસ લાખ જોજનની લાંબી પહોળી છે. મધ્યે આઠ જોજનની જાડી છે, ઉતરતાં છેડે માખીની પાંખ થકી પાતળી છે, ઉજળી ગોખીર, શંખ, ચંદ્ર, રૂપાનોપટ, મોતીનાં હાર, ખાર સાગરનાં પાણી થકી પણ અધીક ઉજળી છે. તે સિદ્ધસિલા ઉપર ઉંચપણે એક જોજનનાં છેલ્લા ગાઉનાં છઠ્ઠા ભાગને વિષે સિદ્ધ ભગવંતજી બિરાજી રહ્યા છે. તે સ્વામી કેવા છે ? અવર્ણે, અગંધે,

અરસે, અફાસે, અમૂર્તિ, અવિનાશી, ભુખ નહિ, દુઃખ નહિ, રોગ નહિ, સોગ નહિ, જન્મ નહિ, જરા નહિ, મરણુ નહિ, કર્મ નહિ, અનંત અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે. તમે સ્વામી ત્યાં બિરાજો છો, હું અહિં બેઠો છું. તમારા જ્ઞાન દર્શન સંબંધી અવિનય, અશાતનાં, અભક્તિ, અપરાધ, કર્યાં હોય તો મન વચન કાયા એ કરી હાથ જોડી માન મોડી ભુજો ભુજો કરી ખમાવું છું. ( અહિં તિખ્ખુતો નો પાઠ ૩ ત્રણુ વાર કહેવો.")

---

## બીજા ખામણાં વિષેનો સંવાદ.

વીરચંદ—મીત્ર ધીરચંદ! શ્રી સિદ્ધ ભગવંતજીની જાહોજલાલી દર્શાવનાર તથા તેમનાં જ્ઞાન, દર્શન પ્રત્યેનાં થએલ અવિનય, અભક્તિ વિષે ક્ષમા યાચવા માટેનો પ્રતિક્રમણુ સૂત્રમાં કયો પાઠ છે ?

ધીરચંદ—બંધુ વિરચંદ ! તેની જાહોજલાલી પ્રદર્શક અને થએલ અવિનય ઇત્યાદીની ક્ષમા યાચવા વિષેનો 'બીજા ખામણાં' એ નામનો પાઠ છે.

વિરચંદ—બીજા ખામણામાં નવસેં જોજનનાં જયોતિષ ચક્રની ઉપરનાં જે બારદેવલોક છે; તેમાં પહેલા અને બીજા દેવલોકમાં દેવતાઓનાં કેટલા વિમાનો છે ?

ધીરચંદ—પહેલામાં બત્રીસ લાખ અને બીજામાં અઠ્ઠાવીસ લાખ વિમાન છે.

વિરચંદ—સનંતકુમાર અને મહેંદ્ર નામનાં દેવલોકનો આકાર કેવો છે ? તેમજ તેમાં અનુક્રમે દેવતાઓનાં કેટલા વિમાનો છે ?

ધીરચંદ—આ બન્ને દેવલોક અર્ધ ચંદ્રમાને આકારે છે. સનંતકુમારમાં બાર લાખ અને મહેંદ્ર નામનાં દેવલોકમાં આઠ લાખ વિમાન છે.

વિરચંદ—પાંચમાં દેવલોકનું નામ શું ? અને તેમાં કેટલા વિમાનો છે ?

વિરચંદ—તેને 'બ્રહ્મલોક' કહેવામાં આવે છે. તેમાં ચાર લાખ વિમાનો છે.

ધીરચંદ—બ્રહ્મલોક નામનાં દેવલોકમાં દેવતાઓને રહેવાનાં મહેલો કેટલા જોજનનાં છે ? તેમજ તે દેવતાઓની ઉંચાઇ તથા આયુષ્ય કેટલું છે ?

ધીરચંદ—તે મહેલો સાતસેં જોજનનાં છે, દેવતાની ઉંચાઇ પાંચ હાથની છે, અને તેનું આયુષ્ય ઉત્કૃષ્ટું દશ સાગરનું છે.

વિરચંદ—છઠું લાતંક અને સાતમું મહાશુક્ર નામનાં દેવલોકનાં ભોં તળીઆ કેટલા જોજનાં છે ?

ધીરચંદ—લાતંકનાં પચીસો જોજનનાં અને 'મહાશુક્ર' નાં ચોવિસો જોજનનાં ભોં તળીઆ છે.

વિરચંદ—'સહસ્રાર' નામનાં દેવલોકનો આકાર કયો છે ?

ધીરચંદ—તેનો આકાર પુર્ણ ચંદ્રમાનાં આકાર જેવો છે.

વિરચંદ—નવમું 'આણુત' અને દસમું 'પ્રણુત' નામનાં દેવલોકમાં કેટલા વિમાનો છે ?

ધીરચંદ—તે બન્નેમાં મળી ચારસેં વિમાનો છે.

વીરચંદ—આરણ, અને અચ્યુય નામનાં દેવલોકમાં રહેનારા દેવોની અવધેણું કેટલા હાથની છે ?

ધીરચંદ—ત્રણ હાથની.

વીરચંદ—શ્રી સિદ્ધ ભગવાન ખાય શું ?

ધીરચંદ—તેને શરીરજ નથી તો પછી ખાવાનું ક્યાં રહ્યુ.

વીરચંદ—જ્યાં સુધી જીવની સાથે કર્મની હયાતી હોય ત્યાં સુધી જીવ સિદ્ધ ક્ષેત્રમાં જઇ શકે કે નહિ ?

ધીરચંદ—કદીજ નહિ.

વીરચંદ—ત્યારે સિદ્ધનાં જીવોએ કેટલા કર્મ ક્ષય કર્યાં છે ?

ધીરચંદ—આઠે કર્મ.

---

## ત્રીજા ખામણાં.

---

ત્રીજા ખામણાં પંચ મહા વિદેહ ક્ષેત્રને વિષે જયવંતા કેવળી ભગવાન બિરાજે છે; તે જઘન્ય બે ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ ક્રોડ કેવળી તે–સ્વામી કેવા છે ? મારા તમારા મન મનની ઘટ ઘટની અને સમય સમયની વાત જાણી દેખી રહ્યા છે. ચોદ રાજલોક અંજળી જળ પ્રમાણે દેખી રહ્યા છે. અનંત જ્ઞાન છે, અનંત દર્શન છે. અનંત ચારીત્ર છે, અનંત તપ છે, અનંત વીરજ છે, અનંત ધીરજ છે. ખટ ગુણે કરી સહિત છે, ચાર ઘનઘાતી કર્મ ક્ષય કર્યાં છે, ચાર કર્મ પાતળા પાડયા છે, મુક્તિ જવાનાં કામી થકા વિચરે છે, ભવ્ય જીવનાં સંદેહ ભાગે છે, સજોગી, સશરીરી,

કેવળ જ્ઞાની, કેવળ દર્શની છે, જથાખ્યાત ચારિત્રના ધરણુ હાર છે, ક્ષાયક સમકિત, શુકલધ્યાન, શુકલલેસ્યા, શુભ ધ્યાન, શુભ જોગ, પંડિત વીરજ એ આદિ અનંત ગુણે કરી સહીત છે, ધન્ય તે સ્વામીનાથ ગામાગર, નગર, રાયહાણી, જ્યાં જ્યાં સ્વામી દેશના દેતા થકા વીચરતા હશે ત્યાં રાઇસર, તલવર, માંડબી, કોડંબી, શેઠ, સેનાપતિ, ગાથાપતિ સ્વામિનિ દેશના સાંભળી કાન પવિત્ર કરતા હશે, અશનાદિક ચૌદ પ્રકારનું દાન દઇ કર પવિત્ર કરતા હશે, તેને ધન્ય છે. સ્વામિનાથ તમે પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે બિરાજો છો. હુ મોક્ષાભિલાષી અહિં બેઠા છું. આપનાં જ્ઞાન દર્શન ચારીત્ર તપ સબંધી અવિનય, અસાતનાં, અભક્તિ, અપરાધ કર્યા હોય તો મન, વચન, કાયા એ કરી હાથ જોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી ક્ષમાવું છું. (તીખ્ખુતોનો પાઠ ત્રણવાર કહેવો.)

---

## ત્રીજા ખામણાં વિષેનો સંવાદ.

---

પુનમચંદ—મીત્ર લલ્લુભાઇ! પ્રતિક્રમણ સુત્રમાં ત્રીજા ખામણાં શા માટે મુકયા છે?

લલ્લુભાઈ—બંધુ પુનમચંદ! શ્રી કેવળી ભગવંતજીનાં જ્ઞાન, દર્શન, ચારીત્ર, અને તપ સબંધી કોઇ પણ જાતનો અવિનય થયો હોય તો તેની ક્ષમા માગવા માટે મુકયા છે.

પુનમચંદ—કેવળી ભગવંતજી કોને કહેવાય?

લલ્લુભાઈ—જેને 'કેવળજ્ઞાન' અને 'કેવળ દર્શન' પ્રાપ્ત થયું હોય તે કેવળી કહેવાય.

પુનમચંદ—આપણા ભરત ક્ષેત્રમાં હાલ કેટલા કેવળી છે ?

લલ્લુભાઈ—એકેય નહિ.

પુનમચંદ—જ્યારે એકેય કેવળી નથી; ત્યારે પ્રતિક્રમણ સુત્રમાં ત્રીજા ખામણાં મુકવાનું શું કારણ ?

લલ્લુભાઈ—કેવળી આપણા ભરત ક્ષેત્રમાં નથી પણ પંચ મહાવિદેહ ક્ષેત્રમાં હાલ વિદ્યમાન છે. માટેજ તેમુનાં પ્રત્યેનાં થએલ અવિનય માટે ક્ષમા માગવા સારૂ ત્રીજા ખામણાંની હયાતી સ્વિકારેલ છે.

પુનમચંદ—તે કેવળી ભગવંતની સંખ્યા કેટલી છે ?

લલ્લુભાઈ—જઘન્ય બે ક્રોડ અને ઉત્કૃષ્ટા નવ ક્રોડ છે.

પુનમચંદ—અષ્ટ કર્મ પૈકીનાં કેટલા અને કયા કયા કર્મ કેવળી ભગવંતજીને હોય છે ?

લલ્લુભાઇ—તેને ચાર કર્મ છે. ૧ વેદની, ૨ આયુષ્ય, ૩ નામ, અને ૪ ગોત્ર. એ ચાર કર્મ જાણવા. બાકીનાં ચાર કર્મ તેણે ક્ષય કર્યાં છે.

પુનમચંદ—મીત્ર ! આવતી કાલે મારે આપની પાસેથી આવાજ પ્રકારનું શિક્ષણ અંગિકાર કરવાની જરૂર છે. હાલતો હું જઉછું.

લલ્લુભાઈ—બંધુ ! ઘણીજ ખુશીની વાત.

પુનમચંદ—જયજીનેંન્દ્ર.

લલ્લુભાઈ—જયજીનેંન્દ્ર.



# ચોથા ખામણાં.

ચોથા ખામણાં ગણધરજી, આચાર્યજી, ઉપાધ્યાયજીને કરૂંછું. ગણધરજી બાવન ગુણે કરી સહીત છે; આચાર્યજી છત્રીસ ગુણે કરી સહીત છે; ઉપાધ્યાયજી પચીસ ગુણે કરી સહીત છે. મારા તમારા ધર્મગુરૂ, ધર્માચાર્ય, ધર્મોપદેશનાં દાતાર, મહાપુરૂષ, પંડિતરાજ, મુનિરાજ, ગીતાર્થ, બહુસુત્રી, સુત્ર સિદ્ધાંતનાં પારગામી, વિગેરે જે જે સાધુ મુનિરાજો આળોવી, પડિક્કમી, નિંદી, નિસલ થઇ, પ્રાયે દેવગતીએ પધાર્યા છે. તેમનો ઘણો ઉપકાર છે. આજ વર્તમાન કાળે તરણ તારણ, તારણી નાવ સમાન, રત્ન ચિંતામણી સમાન, પારસમણિ સમાન, જીનશાશનનાં શણગાર, એવી અનેક ઉપમાએ કરી જે જે સાધુ મુનિરાજો બિરાજે છે તેને મારી તમારી સમય સમયની વંદણાં હોજો.

તે સ્વામી કેવા છે. પચ મહાવ્રતનાં પાલનહાર છે; પાંચ સમતિએ સુમતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છકાયનાં પીયર, છકાયનાં નાથ, સાત ભયનાં ટાલનહાર, આઠ મદનાં ગાળનાર, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યનાં પાલણહાર, દસવિધ યતિ ધર્મનાં અજવાળીક, અગીઆર શ્રાવકની પડિમા અને બાર ભીખુની પડિમાનાં જાણનાર, સતર ભેદે સંયમનાં ધરણહાર છે, બાવીસ પરિસહનાં જીતણહાર છે, સતાવીસ સાધુનાં ગુણે કરી સહિત છે, બેંતાલીસ, સુડતાલીસ, તથા છન્નું દોષ રહીત આહાર પાણીનાં લહેણહાર છે, બાવન અનાચરણનાં ટાળણહાર છે, સચેતનાં ત્યાગી, અચેતનાં ભોગી, કંચન કામનીનાં ત્યાગી, માયા મમતાનાં ત્યાગી, સમતાનાં સાગર, દયાનાં આગર,

આદિ અનેક ગુણે કરી સહીત છે. ધન્ય મહારાજ તમે ગામ નગર-પુર પાટણુ ને વિષે બિરાજોછો, હુ અહીં બેઠોછું. આપનાં જ્ઞાન, દર્શન, ચારીત્ર, અને તપ સબંધી; અવિનય અપરાધ થયો હોય તો મન વચન કાયાએ હાથ જોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી ક્ષમાવુંછું. ( તિખુત્તાનો પાઠ ત્રણુ વખત કહેવો. )

---

# ચોથા ખામણાં વિષેનો સંવાદ.

---

લહેરચંદ—મીત્ર કસ્તુરચંદ ! ગણુધરજી, આચાર્યજી, અને ઉપાધ્યાયજીનાં થએલ અવિનય માટે ક્ષમા ચાહી ખમાવવા વિષેની હકીકત કયા ખામણુામાં આવે છે ?

કસ્તુરચંદ—બંધુ લહેરચંદ ! તે હકીકત ચોથા ખામણુામાં આવે છે.

લહેરચંદ—એ ત્રણે ગણુધરજી, આચાર્યજી, અને ઉપાધ્યાયજીનાં બધા મળીને કેટલા ગુણોનો સરવાળો આવે ?

કસ્તુરચંદ—બધા મળીને ૧૧૩ નો સરવાળો આવે.

લહેરચંદ—તે કેવી રીતે થયા તે બતાવો જોઇએ ?

કસ્તુરચંદ—ગણુધરજીનાં ૫૨, આચાર્યજીનાં ૩૬, અને ઉપાધ્યાયજીનાં ૨૫. બધા મળીને ૧૧૩ થયાં.

લહેરચંદ—મીત્ર ! તમારી વાત સમજાણી આપેલ તસ્તી માટે ક્ષમા ચાહી જવાની રજા લઇશ.

કસ્તુરચંદ—બંધુ ! ક્ષમા ચાહવાની કાંઇ પણુ જરૂર નથી. ભલે ખુશીથી પધારો.

લહેરચંદ—જયજીનેંન્દ્ર.

કસ્તુરચંદ—જયજીનેંન્દ્ર.

# પાંચમાં ખામણાં.

---

પાંચમાં ખામણાં પાંચ ભરત, પાંચ ઇરવત, ને પાંચ મહાવિદેહ અઢી દ્વિપ ક્ષેત્ર ને વિષે જે સાધુ સાધવી બિરાજે છે; તે જઘન્ય બે હજાર ક્રોડ સાધુ સાધવી, અને ઉત્કૃષ્ટા નવહજાર ક્રોડ સાધુ સાધવી તેમને મારી સમય સમયની વંદણાં હોજો. તે સ્વામીનાથ કેવા છે? પંચ મહાવ્રતનાં પાલનહાર છે, પાંચ સમતિએ સુમતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છકાયનાં પિયર, છકાયનાં નાથ, સાત ભયનાં ટાળણહાર, આઠ મદનાં ગાળનાર, નવવાડ વિશુદ્ધ બ્રહ્મચર્ય વૃતનાં પાલનહાર છે, દશવિધ યતિ ધર્મનાં અજવાલીક છે, બારે ભેદે તપશ્ચર્યાનાં કરનાર છે, સતર ભેદે સંયમનાં ધરણહાર છે, બાવીસ પરિસહનાં જીતણહાર છે, સતાવીસ ગુણે કરી સહીત છે, બેંતાલીસ સુડતાલીસ તથા છન્નુ દોષ રહીત આહાર પાણીનાં લેહેણહાર છે. બાવન અણાચારનાં ટાલણહાર છે, સચેતનાં ત્યાગી, અચેતનાં ભોગી, કંચન કામનીનાં ત્યાગી, માયા મમતાનાં ત્યાગી, સમતાનાં સાગર, દયાનાં આગર, આદિ અનેક ગુણે કરી સહીત છે, ધન્ય મહારાજ તમે ગામ, નગર, પુર, પાટણ ને વિષે બિરાજોછો. હું અત્રે બેઠોછું. તમારા જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને તપ સબંધી અવિનય, અસાતનાં, અભક્તિ, અપરાધ કર્યો હોય તો મન વચન કાયાએ કરી હાથ જોડી મસ્તક નમાવી ભજો ભજો કરી ખમાવુંછું. (તિખુત્તોનો પાઠ ત્રણવાર કહેવો.)

---

# પાંચમાં ખામણાં વિષેનો સંવાદ.

---

નાથાલાલ—મીત્ર છબીલદાસ ! પ્રતિક્રમણ સુત્રમાં પાંચમાં ખામણાં શામાટે મુકયા છે ?

છબીલદાસ—સતાવીસ ગુણે કરી અલંકૃત એવા સાધુ સાધવી પ્રત્યેનાં થએલ અવિનય માટે ક્ષમા ચાહવા સારૂં મુકવામાં આવેલ છે.

નાથાલાલ—સાધુ નામનું વિશેષણ શા ઉપરથી પડયું હશે ?

છબીલદાસ—આંતરીક શુદ્ધતાવડે આત્મસાધનાં કરવાથી 'સાધુ' એ નામનાં વિશેષણની હયાતી થઇ હોય એમ જણાય છે.

નાથાલાલ—સાધુનું લક્ષણ શું ?

છબીલદાસ—પંચમહાવ્રત, છઠું રાત્રી ભોજન, પાંચ સમતિ, અને ત્રણ ગુપ્તિ જાળવી રાખે તે 'સાધુ' છે એમ કહી શકાય આટલા લક્ષણો-ગુણો તો અવશ્ય 'સાધુ' તરીકે ખપાવવાની ઇચ્છાવાળા પાસે હોવાજ જોઇએ.

નાથાલાલ—મીત્ર ! સાધુ કોને કહેવા ? અગર કેવા લક્ષણો યુક્ત હોય તેને સાધુ કહેવાય ? વિગેરે પ્રકારનું શિક્ષણ આજે મને આપનાં તરફથી મળ્યું છે. તે ખાતે ઉપકાર માનું છું. લ્યો જયજીનેંન્દ્ર

છબીલદાસ—જયજીનેંન્દ્ર.

---

# છઠ્ઠા ખામણાં.

છઠ્ઠા ખામણાં અઢી દ્વિપમાંહી, અઢી દ્વિપ બહાર, અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાને કરૂં છું; તે શ્રાવકજી કેવા છે, હુંથી, તમથી દાને, શિયલે, તપે, ભાવે ગુણે કરી અધિક છે. બે વખત આવશ્યક પ્રતિક્રમણનાં કરણહાર છે. મહિનામાં બે, ચાર, અગર છ પોષાનાં કરનાર છે, સમકિત સહિત બાર વ્રત ધારી, અગ્યાર પડીમાનાં સેવણહાર છે. જીવ અજીવ આદિ નવતત્વનાં જાણનાર છે, ત્રણ મનોરથનાં ચિંતવનાર છે, એકવીસ શ્રાવકને ગુણે કરી સહીત છે. દુબળા પાતળા જીવની દયાનાં આણનાર છે, પરધન પથ્થર બરોબર લેખે છે, પરસ્ત્રી માતા બેન બરોબર લેખે છે, દઢ ધર્મિ, પ્રિય ધર્મિ, દેવતાનાં ડગાવ્યા ડગે નહિં એવા છે, ધર્મનો રંગ હાડ હાડની મીંજાયે લાગ્યો છે, એવા શ્રાવક, શ્રાવિકા, સંવર, પોષા, પ્રતિક્રમણમાં બિરાજતા હશે તેને આજનાં દિવસ સંબંધી અવિનય, અસાતનાં, અભક્તિ કરી હોય, તો ભજો ભજો કરી ખમાવું છું.

## છઠ્ઠા ખામણાં વિષેનો સંવાદ.

**ભોગીલાલ**--મીત્ર છબીલદાસ ! છઠા ખામણાં કોને માટે ઉદ્દેસીને બોલી શકાય છે ?

**છબીલદાસ**--બંધુ ભોગીલાલ ! છઠ્ઠા ખામણાં શ્રાવક શ્રાવીકાને ઉદ્દેસી બોલવામાં આવે છે.

**ભોગીલાલ**-શ્રાવક તરીકે જાણવાનાં મુખ્યત્વે કરીને કયા કયા લક્ષણો છે ?

**છબીલદાસ**--જેનાં હૃદયપટમાં કારૂણ્યભાવનાનું સામ્રાજ્ય સ્થપાય રહ્યું છે; જેનાં પ્રવર્તનમાં નીતિમય જીવનનો વારી પ્રવાહ અહરનિશ વહ્યા કરે છે, અને જેનાં શ્વાસો શ્વાસમાં પરહિતનાં યજ્ઞ કુંડ મધ્યે સ્વાત્મભોગ અને પ્રેમાર્પણની સુંદર ભાવનાનાં પરમાણુંઓ નિરંતર આવાગમન કરી રહ્યા છે. તેવા ઉત્તમ પાત્રોની દરેક પ્રવૃત્તિ શ્રાવકપણાંનાં લક્ષણોનું ભાન કરાવે છે.

**ભોગીલાલ**--ત્યારે શું હાથમાં માળા ગ્રહી, કપાળે કેસરનો ચાંદલો કરી, અને મોપતિ કટાસણું ઇત્યાદિ ધાર્મિક સાધનો સહક્રિયા કરનાર શ્રાવકપણાં ને યોગ્ય નથી ?

**છબીલદાસ**--એમાં દિર્ઘદષ્ટિથી વિચાર કરવાનો છે. એકાંતનય, અને અનેકાંતનય એમ ઉભય પ્રકારનાં નયો આ વખતે સ્વિકારવા પડે છે. પણ એટલું તો ચોકસ છે કે નિયમીત સામાયિક, પ્રતિક્રમણ, ઇત્યાદિ, ધાર્મિક ક્રિયા કરનારાઓ જ્યારે ઉપાશ્રયની બહાર નીકળી ' શેરનું સવા શેર લેવું ને શેરનું પોણો શેર દેવું.' આ સૂત્રને પ્રાણથી પણ અધીક માની રાક્ષસી સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તેનું શ્રાવકપણું માત્ર ભોળી દુનીયાને ઠગવા રૂપેજ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. કુદરત આવી પ્રવૃત્તિ કદી પણ સહન કરી સકતી જ નથી એ ચોકસ છે.

**ભોગીલાલ**--શ્રાવકનાં મુખ્યત્વે કરીને કેટલા ગુણો છે.

**છબીલદાસ**--એકવીશ છે.

**ભોગીલાલ**--છટ્ટા ખામણાં શા માટે મુકયા છે ?

**છબીલદાસ**—શ્રાવક શ્રાવિકા પ્રત્યે આપસ આપસમાં વેર, ઝેર, કજીઆ, કંકાસ ઇત્યાદિ અવિનય અપરાધ થયો હોય તો તેની ખરા દીલથી માફી માગવા માટે મુકયા છે?

**ભોગીલાલ**—હાલમાં આપણું પ્રવર્તન એવું છે કે જે કોઇની સાથે કોઈ પણ જાતની બોલાચાલી, કજીઓ કંકાસ, કે કિંચીત પણ લાગણી દુખાવાનો પ્રસંગ ન આવો હોય તેને ત્યાં જઇ બે હાથ જોડી 'હું તમોને ખમાવું છું.' આવા શબ્દો માત્ર મુખ દ્વારાએજ બોલાય છે. પણ જેની સાથે વેરભાવ ઈત્યાદિ થયા હોય તેને ખમાવાની બીલકુલ પ્રવૃત્તિ સેવવામાં આવતી નથી. તો પછી આનું નામ 'ખમાવવું.' કહી શકાય?

**છબીલદાસ**—ભાઇ! કુદરતઃ શાણી છે. બધા દેવ દેવીઓ અને છેવટે ભગવાનને પણ ઠગવાની ઠગબાજીમાં વાણીઓ પહેલે નંબર ગણાય છે; પરન્તુ કુદરતને ઠગવાની ઠગબાજી તે રચી સકે તેમ નથી. સંવત્સરીનું પ્રતિક્રમણ જેમ તેમ કરી લઇ 'ખમાવા' નો ડોળ કરનારા ડોળઘાલુ શ્રાવકો જો શ્રાવકપણાંનાં કર્ત્તવ્યોથી માહીતગાર થાય તો તેને ઘણું જાણવાનું મળી શકે છે. નાહક મોટા અવાજે ખમાવાની રાડોનાં બરાડાઓ પાડયા કરતા આખા વર્ષ દરમીયાન જેની જેની સાથે હૃદયની લાગણી દુભાવાનો પ્રસંગ આવ્યો હોય તેની તેની સમક્ષ ખરા અંતઃકરણ પૂર્વક ક્ષમાવાની પ્રવૃત્તિ સેવવામાં આવે તો જ આજે જૈન સમાજમાં ઝેર, વેર, કજીયા, કંકાસ. બીન્નતા ઇત્યાદિ દુષ્કાળ દુર્ગુણોનો પડે. તેમ છે.

ભોગીલાલ—ભાઇ ! આપની વાત સાચી છે. પોતાનાં ગામથી હજારો ગાઉ દુર બેસનારાઓને પણ પત્ર દ્વારાએ ખમાવાનું ધતીંગ પણ ચાલ્યા કરે છે. આથી નાહક પૈસાનો ગેર વ્યય થાય છે. પણ જેની સાથે વેર વિરોધ થયો હોય તેની સાથે ભલે પત્ર દ્વારાએ ખમાવે તો પણ ઘણુંજ સારૂં કહેવાય પરમાત્મા જૈન સમાજની દરેક વ્યક્તિને સન્મતિ આપે કે જેથી તે દરેક વ્યક્તિ ક્ષમાવાનાં સત્ય ભાવાર્થથી જાણીતી થાય.

છબીલદાસ—મીત્ર ! તમારી ભાવનાં સત્ય છે.

ભોગીલાલ—જયજીતેન્દ્ર.

છબીલદાસ—જયજીનેન્દ્ર.

---

સાધુ સાધવીને ક્ષમાવું છું, શ્રાવક શ્રાવિકાને ક્ષમાવું છું, સમકિત દષ્ટિ જીવને ક્ષમાવું છું, ઉપકારી બાઈ ભાઇને ક્ષમાવું છું, ચોરાશી લક્ષ જીવાજોનિના જીવને ક્ષમાવું છું, સાત લાખ પૃથ્વિકાય સાતલાખ અપકાય, સાતલાખ તેઉકાય, સાતલાખ વાયુકાય, દસલાખ પ્રત્યેક વનસ્પત્તિકાય, ચઉદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બે ઇંદ્રિય, બે લાખ તે ઇંદ્રિય, બે લાખ ચોરંદ્રિય, ચાર લાખ નારકી, ચાર લાખ દેવતા, ચાર લાખ તિર્યંચ પચેંદ્રિય, ચૌદ લાખ મનુષ્યની જાતી, એ ચોરાશી લક્ષ જીવાજોનીનાં જીવને હાલતાં, ચાલતાં, ઉઠતાં, બેસતાં, અજાણપણે હણ્યા હોય, હણાવ્યા હોય, છેદ્યા હોય, ભેદ્યા હોય, પરિતાપના—કીલામના ઉપજાવી હોય તો અનંતાસિદ્ધ કેવળીની સાખે મિચ્છામી દુક્કડં.

**ખામેમિ**—ખમાવું છઉં **સવ્વેજીવા**—સર્વ જીવને. **સવ્વેજીવાવી**—સર્વ જીવ. **ખમંતુમે**—મહારો અપરાધ ક્ષમા કરજો. **મિત્તિ**—મિત્રાઇ છે. **મે**—મહારે. **સવ્વભૂએસુ**—સર્વ જીવ સાથે **વેર**—દુશ્મનાઇ. **મઝં**—મહારે. **નકેણઈ**—કોઇ સાથે નથી. **એવ અહં**—એ પ્રકારે હું. **આલોઇયં**—કહું છઉં. **નિંદિયં**—નિંદા કરૂં છું. ખોટું કીધું તેની **ગરહિયં**—ગરહા કરૂં છું. **દુગંછિયં**—ખોટું કીધું એમ કહું છું. **સવ**—સર્વ પાપ. **તિવિહેણં**—ત્રણ પ્રકારે મન વચન કાયાએ કરી, **પડિકંતો**—પ્રાયશ્ચિત કરૂં છું. **વંદામિ**—નમસ્કાર કરૂં છું. **જિણચઉવીસં**—ચોવિસ જીન તિર્થંકરને

અતિચાર આળોવ્યા, પડિકમ્મા, નિંદ્યા, નિશલ્ય થયા, વિશેષે વિશેષે અરિહંત, સિદ્ધ, કેવળી, ગણધર, આચાર્યજી, ઉપાધ્યાયજી, સાધુ, સાધવી, ગુરૂ આદિને ભુજો ભુજો કરી ખમાવ્યા છે.

**(આ ઠેકાણે "ઈચ્છામિ ખમાસમણો" એ વખત પુરૂં કહેવું.)**

સ્વામીનાથ સામાયિક ૧, ચોવિસથ્થો ૨, વંદણાં ૩, અને પ્રતિક્રમણ ૪ એ ચાર આવશ્યક પૂરા થયા ને પાંચમા આવશ્યકની આજ્ઞા લેવી,

---

## પાંચમો આવશ્યક.

**દેવસી**—દિવસ સંબંધી. **પ્રાયશ્ચિત**—પાપ. **વિશુદ્ધનાર્થ**—ચોખ્ખા કરવા માટે. **કરેમી**—હું કરૂં છું. **કાઉસ્સગ**—સ્થિર કાયા રાખવાનું.

☞ આ ઠેકાણે પ્રથમ નવકારનો, પછી કરેમીભંતેનો, પછી ઇચ્છામી ઠામી કાઉસગ્ગનો, અને પછી તસ્સ ઉત્તરીનો પાઠ

કહેવો. અને ત્યાર પછી ચાર લોગસ્સનો અથવા તો ધર્મ ધ્યાનનો કાઉસગ્ગ કરવો. (પાખીનાં પ્રતિક્રમણે બાર લોગસનો ચૌમાસી પ્રતિક્રમણે વીસ લોગસનો, અને સંવત્સરી પ્રતિક્રમણે ચાલીસ લોગસને કાઉસગ્ગ કરવો.) ત્યાર પછી એક નોકાર ગણી તે કાઉસગ્ગ પાળ્યા પછી લોગસનો પાઠ બોલવો. અને છેવટે ઇચ્છામિ ખમાસમણાંનો પાઠ બે વખત બોલવો.

સ્વામિનાથ સામાયિક ૧, ચોવિસંથ્થો ૨, વંદણાં ૩, પ્રતિક્રમણ ૪, અને કાઉસગ્ગ ૫, એ પાંચે આવશ્યક પુરા થયા. તેને વિષે વિતરાગ દેવની આજ્ઞામાં કાનો, માત્રા, મીંડી પદ, અક્ષર, ઓછું, અદકું, વિપરીત ભણાણું હોય અને તે સંબંધી મારા આત્માને કોઇ પણ જાતનો પાપ દોષ લાગ્યો હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવંતજીની સાક્ષીએ તસ્સ મિચ્છામી દુકકડં.

---

## છઠ્ઠો આવશ્યક.

---

આ સ્થળે મનની સ્થિરતા પ્રમાણે યાતો સૂર્ય ઉગે ત્યાં સુધી ચૈવિહારના પચ્ચખાણુ નીચે પ્રમાણે કરવા.

ચઉવિહં પિઆહારં—ચાર પ્રકારના આહાર અસણં—અન્ન. પાણં—પાણી, ખાઇમં—મેવાદિક. સાઇમં—મુખવાસ. અન્નથણાભોગેણં—અજાણતાં મુખમાં કાંઇ વસ્તુ પલાઇ જાય તેની માફી. સહસ્સાગારેણં બળાત્કારે મોઢામાં કોઈ કાંઇ નાખે તેની માફી. સવ્વસમાહિ-વત્તિઆગારેણં-વોસિરામિ-તજું છું.

સ્વામિનાથ સામાયિક ૧, ચોવિસંથ્થો ૨, વંદણાં ૩, પ્રતિક્રમણ ૪, કાઉસગ્ગ ૫, અને પચ્ચખ્ખાણ ૬, એ છએ આવશ્યક પુરા થયા તેને વિષે કાનો, માત્રા, મીંડી, પદ, ઓછું, અદકું, વિપરીત ભણાણું હોય અને અજાણતાં મારા આત્માને કોઇપણ જાતનો દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.

મિથ્યાત્વનું પ્રતિક્રમણ, અવ્રતનું પ્રતિક્રમણ, કષાયનું પ્રતિક્રમણ, પ્રમાદનું પ્રતિક્રમણ, અશુભ જોગનું પ્રતિક્રમણ, ભ્યાંશી બોલનું પ્રતિક્રમણ એને વિષે અતિક્રમ, વ્યતિક્રમ અતિચાર, અને અણાચાર વિગેરે અજાણતાં કોઇપણ જાતનો દોષ લાગ્યો હોય તો મિચ્છામી દુક્કડં.

ગયાકાલનું પ્રતિક્રમણ, વર્તમાનકાળનાં સંવર, આવતા કાળનાં પચ્ચખાણ, કરેમિ મંગળં, મહામંગળં, યથશુધ્ધ મંગળ.

( આ સ્થળે ત્રણ નમોથ્થુણં કહેવા. )

ॐ शांति ! शांति ! ! शांति ! ! !

